




એડવાન્સ પ્રિ. અમદાવાદ.

: પ્રકાશક :
મનુભાઈ લલ્લુભાઇ જોધાણી
સાતભાઇની હવેલી
ઝવેરીવાડ : અમદાવાદ

બીજી આવૃત્તિ
પ્રત : ૧૨૫૦
ઇ. સ. ૧૯૪૦





ચિત્રકારો

શ્રી. રવિશંકર રાવળ : શ્રી. કનુ દેશાઈ
શ્રી. છોટાલાલ જોષી : શ્રી. જાનમહંમદ

કિંમત
બાર આના

મુદ્રક :
કેશવલાલ સાંકળચંદ શાહ
ધી. વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ
સલાપોસ ક્રોસ રોડ,
અમદાવાદ.

## નિવેદન

આજના સામાજિક અને રાજકીય વાતાવરણમાં ગ્રામોદ્ધાર વિના સંપૂર્ણ સુધારણા અશક્ય હોવાનું જણાયાથી, સરકાર અને મહાસભાએ ગ્રામોદ્ધાર સુધારણા માટે પ્રયત્નો શરૂ કર્યા છે. ગામડાંની પ્રજાને સજીવન કરવા સરકારી અમલદારો અને નાગરિક પ્રજાસેવકો ગામડાંઓમાં ફરે છે; પણ તેમને ગ્રામજીવન કે તેની જનતાનો, તેમની રહેણીકરણી અને રીતરિવાજનો જરા ય અનુભવ ન હોવાને કારણે તેઓ એકબીજાને પૂરા સમજી શકતા નથી. તેવે પ્રસંગે આ નાનકડું પુસ્તક તેમને ઉપયોગી નીવડશે એમ માનું છું.

'ગામડાનું ગૌરવ' પ્રગટ થયું ત્યારે તેનો સત્કાર થયો અને વાચકવર્ગની માગણીએ મને વધુ શબ્દચિત્રો લખવા પ્રેર્યો. એ પ્રેરણાના ફળરૂપે આજે આ બીજો સંગ્રહ પ્રગટ કરી શકાય છે.

આ શબ્દચિત્રો મોટે ભાગે કુમાર, બાલમિત્ર, બાલજીવન અને સ્ત્રીબોધમાં છૂટાં છૂટાં પ્રગટ થયાં છે; ને બીજાં હવે પછી લખાતાં શબ્દચિત્રો એ જ માસિકોમાં પ્રગટ થયા પછી ત્રીજા પુસ્તકરૂપે પ્રગટ કરવામાં આવશે. પણ તેનો આધાર તો વાંચકોની રસવૃત્તિ ઉપર અવલંબે છે.

આ પુસ્તકમાં પોતાના બ્લોકો વાપરવા આપવા માટે ઉપરના માસિકોના તંત્રીઓનો હું આભારી છું; પણ જે ચિત્રકારમિત્રોએ મને ઉત્સાહપૂર્વક ચિત્રો દોરી આપી આ શબ્દચિત્રો આલેખવામાં મદદ કરી છે, એ તો ભૂલી શકાય જ નહિ.

જે ભાષા ગ્રામજનતા બોલે છે, તે મૂળ તળપદી ગ્રામભાષાનો આ પુસ્તકમાં છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો છે. પરંતુ તે સમજવી મુશ્કેલ ન પડે એટલા માટે પુસ્તકના અંતે દરેક શબ્દચિત્રના અઘરા શબ્દોના અર્થ પણ આપવામાં આવ્યા છે. આથી વાચકનો શબ્દભંડોળ પણ વધશે અને ગામડામાં જતી વખતે ગ્રામ્યજનતાની ભાષા પણ સહેલાઈથી સમજી શકાશે એમ માનું છું.

પ્રાથમિક શાળાઓમાં વિદ્યાર્થીઓને ઇતરવાચન તરીકે ઉપયોગી થાય એ દૃષ્ટિ આ પુસ્તકમાં રાખવામાં આવી છે, અને એ રીતે જો તેનો ઉપયોગ થશે તો શ્રમ સફળ થયો માનીશ.

સાતભાઈની હવેલી :
ઝવેરીવાડ—અમદાવાદ.
તા. ૧–૧૨–૩૬

[signature]

# બીજી આવૃત્તિ વખતે

આ બીજી આવૃત્તિ આટલી વહેલી છપાવવી પડી, તેટલી લોક રુચિ આ પુસ્તક મેળવી શક્યું, તે જોઈ મને આનંદ થાય છે. આ પુસ્તકની પહેલાં લખાયેલાં શબ્દચિત્રો–'ગામડાનું ગૌરવ'ની બીજી આવૃત્તિ ને પછી લખાયેલાં એવાં શબ્દચિત્રોનાં બે પુસ્તકો થોડા વખતમાં પ્રગટ થશે; ત્યારે ચોરાસી જ્ઞાતિઓની સળંગ સંકલનાપૂરી થશે. આશા રાખું છું કે નવાં શબ્દચિત્રો પણ લોકભોગ્ય બનશે અને શાળાઓમાં તે સ્થાન પામશે.

આ આવૃત્તિમાં ટાઈપ બદલીને મોટા રાખ્યા છે ને ચિત્રો વધાર્યાં છે, તેથી કદ વધ્યું છે; છતાં કિંમતમાં ફેરફાર કર્યો નથી.

આ પુસ્તકની જોડણી ગુજરાત વિદ્યાપીઠના જોડણી કોશ મુજબ રાખેલ છે.

તા. ૨૦–૧૧–૪૦
**અમદાવાદ.**

**મનુભાઈ જોધાણી**

| જનપદ પહેલાંનાં શબ્દચિત્રો | આ લેખકનાં બીજાં પુસ્તકો |
|---|---|
| **ગામડાનું ગૌરવ** | સુન્દરીઓનો શણગાર ભા. ૧ |
| લેખક — કિંમત | સુન્દરીઓનો શણગાર ભા. ૨ |
| મનુભાઈ જોધાણી — ૭ આના | સોરઠી જવાહિર |
| અનુક્રમ | ખાટીમીઠી બાળવાતો |
| ૧ જટાશંકર પંડિત | સોરઠી વિભૂતિઓ—પ્રથમ ખંડ |
| ૨ જેઠો મપારો | સાહસકથાઓ ભા. ૧–૨ |
| ૩ પરભુ કંદોઈ | સોરઠી શૂરવીરો |
| ૪ બત્તીવાળો | આકાશી ચાંચીઓ |
| ૫ રઘો ભાવસાર | ગામડાનું ગૌરવ ( શબ્દચિત્રો ) |
| ૬ કાનો ભરવાડ | સ્વામી સહજાનંદ |
| ૭ રામદાસજી બાવો | મોડાસા |
| ૮ જીવો રાવત | ઝુમણું |
| ૯ શાકવાળી | ખૂની આંખ |
| ૧૦ મોહન દરજી | નાગમતી |
| ૧૧ કાન્તી તરગાળો | અદ્‌ભુત યુવાનો |
| ૧૨ વાલો હજામ | કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ |
| ૧૩ સોનાં રખારણ | શૌર્યનાં તેજ |
| ૧૪ ભારમલજી બારોટ | **હવે પછી** |
| ૧૫ પખાલી | |
| ૧૬ મેરુ ઓડ | ખાટીમીઠી બાળવાતો ભા. ૨ |
| ૧૭ દેવા મોચી | જંગલનાં જીવન |
| ૧૮ હરખો કુંભાર | પુરાતન શહેરો |
| ૧૯ ભલુડો વાઘરી | પડળ |
| ૨૦ આલશી ઘાંચી | |
| ૨૧ તાજુ પીંજારો | પ્રવાસપત્રો |
| ૨૨ સબુરીઓ | |
| ૨૩ સુલેમાનજી વહોરો | ફૂલછાબડી |
| ૨૪ રાજીઓ ઢેઢ | ખૂની કોણ અને બીજી વાતો |
| ૨૫ કુબલો ભંગીઓ | પાદરનાં વૃક્ષો |

# : : : અ ● નુ ● ક્ર ● મ : : :

# ૧ ——— ધનો સુથાર

જાડી પછેડી ને લાંબી બાંયની કરચલીવાલી બંડી પહેરી ધનો સુતાર ખભે વાંસલો ને હાથમાં કરવતી ભરાવી, હાથમાં હથોડી, ફરસી અને વીંજણું લઈને મારા ઘર પાસેથી નીકળતો. ધનો ગુર્જર સુથાર હતો.



ધનો સવારમાં વહેલો ઊઠી, વીંઝણો ને વાંસલો નીસરણા પથ્થર ઉપર ઘસી લે, ને અતરડો લઈ કરવતના દાંતા ઘસીને બરાબર અણીદાર બનાવે. દિ' ઊગે ત્યાં તો ગેરૂ પલાળી સીસમના લાકડા ઉપર દોરા છાંટે ને દાડીઆને વળગાડી સામે

ઘોડી ઉપર પોતે બેસે. સાંજ પડે ત્યાં તો લાકડાનાં મોટાં મોટાં પાટિયાં પાડી નાખે. ધનો વેરણીઓ હતો.

ધનો હાથનો કારીગર. નવરો પડે કે લાકડાનાં પાટિયાં ઉપર પિત્તળની ચીપો જડે ને તેના ગાડીના ડાગળા બનાવે. મોટા મોટા ચોરસ બાંગલાની ઊધો ને પાટલા બનાવે ને મહિને દિવસે ગાડી ઊભી કરે. પણ પિત્તળીઆ પાનાવાળી ગાડી તો ધનાની અજોડ બને. ધનો સો રૂપિયા છોડાવે પણ લેનારને જરાય મોંઘી ન પડે. સીસમ ઉપર તેલ ચોપડે ત્યાં તો ગાડીમાં બિંબ પડે. ધનો કારીગર હતો.

ધનો ખુરશી બનાવે ને ટેબલ પણ બનાવે. હિંડોળા બનાવે ને કબાટે બનાવે. ધનો ગાડીઓ બનાવે ને ડમણિયાં બનાવે. ધનાને બધું આવડે. ધનો ચોમાસાના ચાર મહિના બેઠો બેઠો આવું બનાવ્યા જ કરે. કદીએ નવરો બેસે નહિ. ધનો ઉદ્યોગી હતો.

આસો મહિનો આવે ત્યાં તો ધનાને ત્યાં તડામાર જામે. વાવણી ટાણી આવે એટલે ધનાને પાણી પીવાની યે નવરાશ નહિ. કેટલાય ખેડૂતો આવીને

સામા બેઠા જ હોય. બધા ધનાનાં ઘરાક. કોઈની આરણી તો કોઈના દાંડા, કોઈના રપટા તો કોઈના જીંહલા, કોઈની સમોલ તો કોઈની ધોંસરી ભાંગી તૂટી હોય તે ધનો સમાં કરી આપે. ધનો એક પાઈ પણ લે નહિ; પણ ધનો ખળાં વખતે બમણું લે. ધનાનું ગુજરાન એમાંથી નીકળે. ધનો ઘરાકવાલો હતો.

દિવાળી જાય એટલે મકાન ચણવા માંડે. ધનો હમેશાં રોજે જાય. કોઈની મોટી ઈમારત ચણાતી હોય તો ધનો ત્યાં પહેલો હોય. ફરસી ને વીંજણો લઈ બેસે ને એવી સરસ કોતરણી કરે કે જોતાં દિલ હલી જાય. કુંભીઓ ને ટોડલા તો મજબૂત બનાવે. પૂતળાં કોરે તે જીવતાં માણસ જેવાં. ઝીણામાં ઝીણી ભાત એ લાકડામાં ઉઠાવે. ધનાની કોરણી એટલામાં વખણાય. ધનો પ્રખ્યાત હતો.

ઊંચા ઊંચા માળ ચણાય ત્યારે ધનો પાલખ ઉપર દોડતો હોય. ટોચે મોભારો ચડાવે ત્યાં ધનો સડસડાટ ચાલતો હોય. એને બીક જ નહિ! એટલું બધું ઊંચું હોય કે નીચે જોતાં ફેર ચઢે, પણ ધનાનું

દિલ જરા ય ફફડે નહિ. ધનાનું શરીર એટલું હાથ-ધનો નધાતીઓ હતો.

બારસાખ માંડે ત્યારે ધનો ઓળીંભો લઈને ઊભો રહે. લેવલ લેવું, એ તો એને મન રમત વાત. પણ એ લાકડું માંડે તેમાં ફેરફાર કરવો જ પડે નહિ. એ મૂકે તે બરાબર હોય. ધનો મિસ્ત્રી હતો.

ધનો કેટલાંક કામ તો ઉધડાં રાખે ને ગામના બીજા સુથારોને રોજે લાવે. રાતદિવસ ઘડુસીને પૂરું કરે ને નફો મેળવે. ધનો કંત્રાટી હતો.

ધનો બધા સુથારનો ઉપરી હતો. સહુને કામ બતાવે ને પોતે મુકાદમી કરે. કોઈનું બગડયું હોય તો ધમાકામાં સુધારી આપે. એનો હાથ પડે ને લાકડાના ચીરાડા ઊડે. છોડીઆંનો તો એની કોડે પાર જ નહિ. સાંજ પડે ને સાધુભિખારીને ધૂણી કરવા આપી દે. લાકડાંને છોરીને સરખાં કરે ને જોતજોતામાં મજાનો ઘાટ ઉતારે. રંધો ફેરવે ત્યાં લીસું રેશમ જેવું થાય. ધનો ઉસ્તાદ કળાકાર હતો.

અગિયારસ ને અમાસે ધનો પાખી પાળે. દેવ-દર્શને જાય ને રાત પડચે માળા ફેરવે. કોઈ વખત

તંબૂરો લઈ ભજન પણ ગાય. એનો કંઠ તો ખૂબ મધુરો. ભજન સાંભળવા માણસોની એને ઘેર ઠઠ જામે. ધનો ભગત હતો.

ઉંમર થતાં ધનાનું શરીર લથડયું. ઘરડે ઘડપણ એણે વિશ્વકર્માની જાત્રા કરી. અને દેહનું સાર્થક કરી, ધનો પોતાની કારીગરી અને કળાથી ગામનાં મકાન શણગારી મરી ગયો. આજે એની કળા જોઈ, ગામના કારીગરો મોંમાં આંગળાં ઘાલે છે. ધનાની કારીગરી એનું સ્મારક જાળવી રહી છે. ધનાને કોણ ભૂલે?



# ૨ ═══════════ સામો લુહાર

કાળું મેશ જેવું ટૂંકું ધોતિયું ને અરધી બાંયનું પહેરણ પહેરી, સામો લુહાર ભઠ્ઠી પાસે બેઠો બેઠો લોઢું તપાવતો હોય, ત્યારે આખા શરીરે પરસેવાના રેલા ઉતરતા. અમે રોજ સાંજે નિશાળેથી આવીએ ત્યારે એની કોઢ રસ્તામાં આવે, ને બધાં છોકરાં ત્યાં જોવા ઊભાં રહે. સામો લુહાર હતો.

સામો લોઢું ભઠ્ઠીમાં મૂકે ને ઉપર કોલસા પૂરે. પછી વાંસડા સાથે બાંધેલી સાંકળ ખેંચે, એટલે ધમણ ઊંચીનીચી થાય ને પવન ફૂંકાય. લોઢું લાલ-ચોળ બની જાય. ઘડીએ ઘડીએ સાણુસી વતી સામો લોઢાને ફેરવ્યા કરે ને પછી એરણ ઉપર મૂકે, એટલે તેનો ભાઈ દેવો ઘણ લઇને ટીપે, ને તેને તાલ દેવા

સામો મોટા હથોડાના ઘા મારે. થોડી વારમાં લોઢું ઠરી જાય એટલે ફરી પાછું તપાવે ને ઘાટ બનાવે;



એ જોવાની બહુ મજા પડે. ચારે તરફ તણખા ઊડે. સામાને દાઝવાની જરા ય બીક લાગે નહિ. સામો નીડર હતો.

સામો કોદાળા બનાવે, પાવડા બનાવે, કોશ ઘડે ને પાનું કાઢે, ને પછી તપાવેલા ઘાટને કૂંડીમાં બોળીને પાણી પાય. સૂડીઓ તો સામાની જ વખણાય. અસલ ગજવેલની બનાવે. પાણી એવું મજાનું પાય કે પૈસો કાપી નાખે. સામો હુન્નરી હતો.

સાંજ પડે ને સામો પૈડાની વાટ ચડાવે. સાંધો કરીને ફરતાં છાણું મૂકીને તપાવે. લાલચોળ થાય એટલે પૈડા ઉપર મૂકે ને પછી પાણી છાંટે એટલે પૈડાંને સજ્જડ ચોંટી જાય. સામો એના કામમાં પાવરધો હતો.

તાળાં, પવાલાં ને સાણુસીઓનો તો એનો ખાસ ધંધો. મોસમમાં દાંતરડાં ય ઘડે ને પછી અણોજાને દિવસે બેઠો બેઠો દાતરડાં લઈને કાકર પાડે. નવરો હોય તો તાવેથા પણ બનાવે, પણ નવરો ન બેસે. સામો ઉદ્યમી હતો.

સામાની કોઢમાં ભાતભાતનાં ઓજાર. 'સઈનું સારૂં લુહારના લોઢામાં જાય.' એટલાં બધાં ઓજાર કે નામે પૂરાં ન આવડે.

સામો લોઢું ય ઘડે ને રૂપું ય ઘડે. સાંકળાં ને તોડા ઘડવામાં પણ સામો પાવરધો. એના જેવો ઘાટ તો સોની યે ન કરી શકે. કાંટા પણ એના. એક રૂપિયા-ભારનો પણ ફેર ન પડે. સોયો બરાબર વચ્ચે આવે. જાણે તોળીને ન ઘડતો હોય! પણ એનો હાથ એવો બેસી ગયેલો કે ફેર જ ન પડે. સામો કારીગર હતો.

સાંજ પડે ને સામો મંદિરે જાય. આરતી ને ચરણામૃત લઈ ઘેર જાય, પછી મંજીરા લઈ ભજન ગાય, ને મોડી રાતે ઈશ્વરનું નામ લઈ સૂવે. સામો ભગત હતો.



## ૩ ——————— વાલો કડીઓ

વેજાનો ચોરણો ને માથે મોટું ફીંડલ વીંટાળી હાથમાં કાટખૂણો, હથોડો ને લેલું લઈ રોજ વાલો કડીઓ મારા નવા મકાનમાં રોજે આવતો, ત્યારે એની લીંબુની ફાડ જેવી આંખો, લાંબા લાંબા વાળનાં ઓડીઆં, વળ દીધેલી ભરાવદાર મૂછો ને બેસી ગયેલા ડાચામાં ઉપસી આવેલ હાડકાં જોઈ, મને એ કોઈ પહાડી માણુસ લાગતો. વાલો જાતનો કોળી હતો.

વાલો વહેલો સવારમાં ઊઠે ને પ્રભાતિયાં ગાય. તેની વહુ ધમાકામાં ભેંસ દોહી લે ને પછી દહીંનાં ગોરસ ગોળીમાં નાખી છાશ વલોવે. વાલો અને તેની વહુ સામસામાં નેતરાં ખેંચે અને રવઈ ઘમૂમ ઘમૂમ ફરે. સંગીતની કાંઈ મજા જામે! એવી મીઠા પવનની ઊંઘ ને સંગીતનો અવાજ હોય, પછી આંખ જ શેની ઊંચી

થાય? પણ વાલાની ઊંઘ વહેલી મળસ્કામાં ઊડી જાય ને ગમે તેટલું જરૂરનું કામ હોય તો ય તે પ્રભાતિયાં ગાયા વિના રહે જ નહિ. વાલો ભગત હતો.

વાલો નાસ્તો લઈ કામે ચઢે. રોજ આવીને પથ્થરો લઈ ઘડવા બેસે. કાટખૂણો માંડતો જાય ને જોતો જાય. ખુણીઆં એવાં મજાનાં બનાવે કે જરા ય ફેર ન પડે. વાલો જેર ઘડે ને કુંભી ઘડે, વાલો ખૂણીઆં ઘડે ને પૂતળાં પણ કંડારે. એનું ટાંકણું પડે ને પથ્થરના છોડા ઉખડી જાય. જોતજોતામાં એવી કોતરણી કરે કે અંદરથી પૂતળું દેખાય, તે જાણે હમણાં ચાલવા માંડશે. વાલો કારીગર હતો.

વાલો મકાન ચણે ને જેર પણ બાંધે. વાલો લાદી ચોડે ને ચૂનો લગાવીને છાબંધ પણ બનાવે. વાલો સિમેન્ટ અને રેતી ભેળવી અંદર ગુગળ નાખે ને તે પાથરી દઈ ચૂનાલોઢું ફેરવે ત્યાં ઓળીપો આવી જાય, ને લેલું ફેરવે ત્યાં આરસ જેવું બને. જાણે આરસ ઢાળ્યો! વાલો કાબેલ કડીઓ હતો.

વાલો પથ્થર માંડે ને ચૂનો પાથરતો જાય. દાડીઆં તગારાં વહેવા માંડે. વાલો દોર માંડે, ઓળિંભો

માંડે ને ઘડી ઘડી જોતો જાય, પણ ફેર પડે જ નહિ. એનો હાથ જ લેવલ જેવો. ઈંટ આડી અવળી મૂકાઈ હોય તો એને તરત ખબર પડે. વાલાનું કામ ખૂબ વખણાય. ગમે તેટલી ઊંચાઈએ વાલો પાલખ ઉપર ઊભો ઊભો કામ કરતો જ હોય. વાલો મહેનતુ હતો.

વાલો થાકે ત્યારે ધતુરી કાઢે. માંહી તમાકુ ભરીને સળગાવે અને ફૂંક બે ફૂંક લીધી ન લીધી ને પાછો કામે વળગે. બેસી રહેવું તો એને ગમે જ નહિ. સાંજ પડે ત્યારે એને જંપ વળે. વાલો ડિલદગડો કે ખોટખાવડો ન હતો. એ તો પ્રમાણિક હતો.

વાલો ગયો. એનાં ચણેલાં મકાનો જૂનાં થયાં, પણ હજુ ક્યાં ય કાંકરીએ ખરી નથી. લૂણો તો આવે જ નહિ, એવી એની ચૂનો લગાડવાની આવડત. અગાસી પણ એટલી મજાની બાંધે કે ક્યાં ય ફાટ પડે જ નહિ. જ્યારે જ્યારે મકાન સમરાવવું હોય ત્યારે હજુએ વાલો યાદ આવે છે.

## ૪ — સોમનાથ સલાટ

મારું મકાન ચણાતું ત્યારે સોમનાથ હમેશાં મારે ત્યાં ઘડવા આવતો. જાડું પહેરણ અને નેનકલાકની પાઘડી એ પહેરતો. ટાંકણાં અને હથોડા એ આવે ત્યારે સાથે લેતો આવતો. સોમનાથ સલાટ હતો.

સોમનાથ જ્ઞાતિએ તો બ્રાહ્મણ, પણ ધંધો સલાટનો કરે. પથ્થર ઘડે ને મકાન ચણે એટલે એને બધા સલાટ કહેતા. એમની નાત તો સોમપુરા બ્રાહ્મણની.

સોમનાથ આવીને ચલમ ભરે ને થોડાક ધૂમાડાના ગોટેગોટા કાઢે ત્યારે એને બરાબર મજા પડે. સોમનાથ કહેશે કે હવે ઠીક તમાકુ સળગી છે, ને પછી બે ચાર લાંબા દમ મારે તે ઠેઠ કાંકરા સુધી

ખેંચી જાય. તમાકુ બધી બાળી નાખે. સોમનાથ બંધાણી હતો.

પછી સોમનાથ સરસ મજાનો પથ્થર લે. કાટખૂણો મૂકે ને માપ કાઢે. ઘડીક વિચાર કરે ને પછી તો એનાં ટાંકણાં ને હથોડા ધડાધડ છોડાં કાઢી નાખે. એનો હાથ ફરે તે બે ઘડી જોઈ રહીએ. પણ ઘડીવારમાં તો એમાંથી ઘાટ નીકળે. આપણે તાકી રહીએ ને એના હાથ રમતા હોય એમ



ફરે, એટલામાં સરસ પૂતળી કંડોરાઈ જાય. જાણે જીવતી જાગતી કોઈ છોકરી ઊભી હોય, એવું સરસ કામ કરે. સોમનાથ શિલ્પી હતો.

સોમનાથ એમાં કલ્પનાના રંગ પૂરે. જાતજાતની રેખાઓ ઉપસાવે. નસેનસ તરી નીકળે, એવી સરસ મજાની કોરણી કરે. તે જોઈને લોકો બે ઘડી મોઢામાં આંગળાં ઘાલી જાય. સોમનાથ કળાકાર હતો.

સોમનાથ પૂતળાં કોતરે, ઘાટ ઘડે, થાંભલા ને જાળીઆમાં કોતરકામ પણ સરસ કરે. એની કળા ચોતરફ વખણાય. નવા મકાનમાં શોભા કરવાની હોય તો સોમનાથ પહેલો. થાંભલીઓ ઉપર બેસાડવા પૂતળીઓ કે અગાસીમાં ચોડવા જાળી જોઈએ તો સોમનાથની જ શોભે. લોકો સોમનાથને મોં માગ્યા દામ આપે. સોમનાથ હુન્નરી હતો.

પ્રદર્શન ભરાય ત્યાં એનાં પૂતળાં ખપે. મેળામાં એની કારીગરી માટે લોકો પડાપડી કરે, ને જેટલો માલ હોય તેટલો ખપી જાય. ગણપતિ પણ મજાના બનાવે. નવરો પડે ત્યારે ખરલો પણ ઘડે. ઘડતર ને કોતરણી કરવા સોમનાથ બેસે ત્યારે જાણે બ્રહ્મા દુનિયાનું સર્જન કરવા બેઠા. સોમનાથ શિલ્પકળામાં પાવરધો હતો.

સોમનાથ વાર તહેવારે છોકરાંઓ ભેગાં કરે. તેમને રમાડે ને કોઈ સુંદર છોકરી કે છોકરાનું મોં નીરખી નીરખીને જોઈ લે. ને પછી એવો જ ઘાટ આબેહૂબ ઉતારે. ચિતારાની પીછીએ એનું ટાંકણું હરીફાઈમાં ઉતરે એવું. એ કોઈથી ગાંજ્યો જાય નહિ.

સાંજ પડે એટલે સોમનાથ વિશ્વકર્માના મંદિરમાં દર્શન કરવા જાય. ઘરે આવી વાળું કરે; ને મોડે સુધી રામકથા વાંચે. આડોશી પડોશી સહુ ભેગાં મળી કીર્તન ગાય ને મોડી રાતે વિખેરાય. સોમનાથ આસ્થાળુ હતો.

સોમનાથ ગયો પણ એનાં પૂતળાં હજીએ લોકોમાં નવાં પ્રાણ અને પ્રેરણા પૂરે છે. એની કારીગરી ઘરની શોભા વધારે છે. ઘર છે, પૂતળાં છે ત્યાંસુધી લોકોના હૈયામાં સોમનાથ જીવતો જાગતો બેઠો છે.



## ૫ — નરશી સોની

રોજ સવારમાં અમે નિશાળે જતા, ત્યારે અંગીઠીમાં છાણાં ગોઠવી, કુલડીમાં રૂપું કે સોનું મૂકી, ધમાથી ગાલ ફૂલાવી ફૂલાવીને ફૂંકતા અમે નરશી સોનીને જોતા. હતો તો આધેડ પણ એની ફૂંક બહુ જબરી. કેટલીએ વાર સુધી શ્વાસ ઘુંટયા કરે. અમને થાય કે આટલો બધો વખત એ ફૂંક કેવી રીતે મારતો હશે? પણ એ ટેવાઈ ગયેલો. નરશી સોની હતો.

રોજ સવારમાં નરશી દુકાને આવીને સંઝવારી કાઢે, ને પૂંજો સુપડીમાં લઈને બધો ઝાટકી નાખે. માંહી રવા હોય તો ઉપાડી લે. ધૂળધોયા આવે ત્યારે એ બધી રાખનો ઢગલો એને વેચી નાખે. નરશી ધૂળમાંથી પણ પૈસા પેદા કરે. નરશી રોળાગર હતો.

નરશી અંગીઠીમાં દેવતા મૂકે ને ઉપર થાપેલાં છાણાંનો આડો કરે. માંહી લાકડાંની ફાડો મૂકે ને પછી કુલડીમાં રૂપું કે સોનું, જે ગાળવું હોય તે ગોઠવે. પછી ધીમે ધીમે ફૂંકતો જાય ને માંહી ખારની કણીઓ મૂકતો જાય. પછી એવું ધમે, એવું ધમે કે પેટનાં નસોડાં ઊંચાં થાય; પણ નરશી પલકારામાં ગાળી નાખે. પછી ઢાળિયામાં તેલ ચોપડે ને ચીપીએથી કુલડી ઉપાડી ઢાળિયામાં રેડી દે, એટલે મજાની સરસ લગડી બની જાય. નરશી ફૂંકણુ હતો.

નરશીનો જોડીદાર એ ઢાળીઆને ટીપે ને લાંબો લાંબો વાળો કરે. પછી નરશીનો છોકરો જતંરડામાં લઈને તાર ખેંચે. ઘડી ઘડી સગડીમાં નાખી તાવતો જાય ને વાળો ખેંચતો જાય. માથાના વાળ જેવો ઝીણો તાર બનાવે. પછી અણોજાના દિવસે બધા બેઠા બેઠા ગુંથે ને ટાઢું કામ કરે. નરશી કામગરો હતો.

સોનું વેચવા કોઈ આવે તો નરશીની દુકાને માંડલું થાય. બધા ભેગા થઈને સોના-પારસી કરે; પણ કોઇ એમની બોલીમાં સમજે નહિ. એક જણુ બધું સાટું રાખી લે, પણ ભાગ તો બધાયનો. વેચ-

નારો જાય એટલે પાંતી વહેંચી લે, કે કાં તો નફા-માંથી પોતાનો ભાગ વરાડે પડતો રોકડો લઇ લે. પણ એમનો વિશ્વાસ ન કરાય, એવા એ મહાજન તો ખરા જ.

કોઇ ઘાટ ઘડાવા આવે તો ય નરશી ચોર્યા વગર રહે જ નહીં. ‘ ચોરે વાલ તો થાય બાર આનાનો માલ.’ ઘડાઇમાં તો શું મળે? માંડ માંડ તોલો ઘડે ને આંખો ફોડે ત્યારે રૂપિયો રડો ભાળે. સોનામાં તાંબુ ભેળવીને રાઇ કરે ને ચીમોડ મૂકીને રેણ કરે, એટલો ભાગ પણ એને મળે. કોઇનાં નંગ જડવા આવ્યાં હોય તો ય નરશી એ કામ કરી આપે. એવું પણ એને આવડે. નરશી જડીઓ હતો.

નરશી દાતણ કરતી વખતે પીચકારી કરે, પણ એની ફૂંક દૂર ન જાય. ધમો ફૂકી ફૂંકીને એના ગાલની રગો ઢીલી થઈ ગઇ હતી. પણ નરશીને ઘી દૂધ બહુ ભાવે. એની છાતીનાં પાટીઆં નહીં તો ભીંસાઇ જાય. નરશી એમ તો ખાવામાં પૈસા વાપરતો.

નરશીની દુકાનમાં ઓજાર બહુ. સમાણી,

ચીપીઓ, હથોડા, ધમા, ઓઠાં, કાપણી, જતરડા, પક્કડ, બધું રખડતું હોય, કે લાઇનમાં બધું ટીંગાડયું હોય. ફૂંકું ય ત્યાં હોય. ઉજાળ અને ગેરુની વાટકીએ પડી હોય, અને ઓપણી પણ પાસે પડી હોય. જૂનું ઘરેણું પણ એવું સરસ ઉજાળી આપે કે જાણે નવું નક્કોર! નરશી બાહોશ હતો.

કોઇનો માલ આવે કે નરશી કસોટી લઇને બેસે. ઘડી ઘડી ઘસ્યા કરે. તેમ ન સમજાય તો સારડી મૂકે. બંધાર હોય તો તરત જાણી જાય, રૂપા ઉપર ગીલેટ હોય તો તરત કળી જાય. રૂપાનો ઘાટ હોય તો ધૂળ ઉપર ઘસે, ને ઝટ કહી દે કે અધખાઇ છે કે બારવલું છે. એનું મગજ એમાં બહુ કામ કરે. નરશી બુદ્ધિશાળી હતો.

નરશી તૈયાર દાગીના ય વેચે, નંગ પણ વેચે ને ઝવેરાત પણ વેચે. કોઈ પણ જાતના સોનારૂપાના દાગીના એને ત્યાં સરસ મળે. ભાવ પણ બજાર ભાવે લે. કાંટો તો એનો જ. એક રતીનો ફેર ન પડે. લોકો કહે કે 'એનો કાંટો તો મધડા સોની જેવો છે.' નરશીનો કાંટો પણ પ્રમાણિકપણામાં પંકાઉ હતો.

નરશી નવરાત્રમાં અંબાજીએ જાત્રા કરવા જાય, ને વાત વાતમાં માતાની બાધા રાખે.સમ પણ અંબાજીના ખાય. દુકાનમાં અંબાજી, કાળકા, બહુચરાજી વગેરેના ફોટાઓ લટકાવે, ને ઘીનો દીવો હમેશાં કરે. નરશી દેવીભક્ત હતો.

નરશી ગયો પણ એની દુકાન હજી ચાલે છે. નરશી પાસે અમે નાના હતા ત્યારે વીંટી વળાવા જતા, ત્યારે ઊભો ઊભો કરી દેતો; પણ એના છોકરા તો મોટા વેપારી બની ગયા એટલે હવે તો સામું ય જોતા નથી. નરશી બહુ યાદ આવે છે.



## ૬ લાલ કંસારો

'સાંધાવો કોઈ બુઝારાં, પવાલાં, કળશીઆ, થાળી....' લાલ કંસારો હમેશાં મારી શેરીમાંથી નીકળે. ખભે વાસણનો કોથળો ને હાથમાં તાજૂડી. લોકોની પાસેથી જૂનાં સાંધવા લઈ જાય ને બીજે દિવસે પાછાં આપી જાય. ક્યાંક ભોળાં માણસને જુએ તો લાલદાસ કહેશે: 'આ તો ભંગારમાં જશે. એ તે વળી સંધાતું હશે?' ને આડુંઅવળું સમજાવી બે ચાર પૈસા આપી લઇ લે. ઘેર જઈ એને ઊજાળે ને સાંધીને લોકોને નવું કરીને આપે. લોકો એને ભંગાર આપે ને નવાં ઠામ એની પાસેથી લે. લાલદાસ પેલા ભંગારમાંથી નવા જેવાં બનાવેલાં વાસણ નવાં કહીને સહુને ધાબડે, તે અઠવાડીએ પાછાં એવાં ને એવાં. લાલદાસ ફરી આવે ત્યારે કહેશે: 'લાલ, આ તો

ફૂટી ગયું.' તો લાલો કહેશે: 'લાવો, સાંધી આપું.' ને લઇ જઇને સાંધી લાવી આપે. લાલદાસ કંસારો હતો.

લાલો કાંસુ ય વેચે ને પિત્તળે વેચે. ત્રાંબુ પણ વેચે. જરમન સીલવરનો પણ વેપાર કરે. થાળી ને પવાલાં ને વાટકા તો એ મજાનાં ઘડે. ગોળી, બુઝારાં ને થાળી તો લાલાનાં વખણાય. લાલો રાત ને દિવસ કામ કર્યા જ કરે. નવરો પડે ત્યારે શેરીઓમાં ફરી આવે ને જૂનો ભંગાર ઊંચકી લાવી ઘર ભેગો કરે. લાલદાસ ફેરીઓ હતો.

લાલદાસ લે શેરના ભાવે ને આપે રતલના ભાવે. એમાં ય વચ્ચેનો તફાવત ખાઇ જાય. નવું કહી જૂનું આપે ને લોકોને ઠગે. ને ભાવમાં બોલ્યા વગર લીધું તો ગળું કાપી નાખે! તો ય લોકો એની દુકાને માલ લેવા જાય! લાલ જેવું ઘડતર કોઇને ન આવડે. લાલો કારીગર હતો.

લાલો કાંસાની થાળીઓ ઘડે ત્યારે હાથે લૂગડું બાંધે ને કાંસીઆ વતી કાંસાને ઘસીને એનો છોલ ઉતારે. કાંસુ પછી તો એવું મજાનું લાગે! લાલો એ

છોલને ય નકામો જવા ન દે. એને પાછું ગાળી નાખે. લાલો પાઇએ પાઈનો હિસાબી હતો.



મેળો આવે કે દિવાળી હોય ત્યારે લાલો રાત ને દિ જંપે નહિ. ટચટચ કર્યા કરે ને પાડોશીઓને ઊંઘવા

ય ન દે. ઘરાકી એટલી બધી કે માલ જેટલો હોય એટલો ખલાસ ! ગોળીઓ તો એની જ. લોકોને કલાઈ પણ એ કરી દે. ને માંહી સીસું રેડીને ભારે સીંહ જેવી બનાવે, તેના ય પૈસા લાલો મજરે લે. લાલો પક્કો હિસાબી હતો.

વાસણ લઈએ તો લાલો નામ લખી દે. ઘોબા પડ્યો હોય તો ઉપાડી દે, ને કલાઈએ લાલો કરી દે. લાલો સંબંધ પણ એવો રાખે કે કોઈને ના જ ન કહે, પણ વખત આવે ત્યારે ગળું કરવામાં યે કમી ન રાખે. બધું સાટું એકી સાથે વાળી દે. લાલો એમ તો ભારે ઠગ હતો.

સાંજે લાલો હવેલીએ જાય. ઉત્થાન, આરતી ને શયનનાં દર્શન કરી કરતાળ લઈ ભજન ગાય ને શ્રીજીબાવા શ્રીજીબાવા કરતો, લાંબુ મજાનું તિલક અને કંઠી દેખાય એમ રાખી આખી હવેલીમાં ફરે, ને જે મળે તેને ‘ જે ગોપાળ ’ કરે. લાલદાસ વૈષ્ણવ હતો.

લાલો ગયો પણ એનું નામ તો છોકરાઓ હંમેશાં યાદ કરે છે. છોકરાં રમતાં હોય તોય બોલે કે:—

‘લાલ કંસારો આવે છે, ડાબલી ડુબલી લાવે છે.’



## ૭ — સંઘેડીઓ

બેઠી દડીનું શરીર ને ટૂંકા ટૂંકા પગ, માથે વાળનાં ગૂંચળાં ને મોઢે લાકડાનો જેર ચોંટયો હોય, એવો દેવજી રોજ કામેથી ઊતરી, થાકયો પાકયો ઘેર જતો હોય ત્યારે અમે જોઇ રહેતા. આખા શરીરે મેલના પોપડા બાઝયા હોય ને લૂગડાં ઉપર લાલપીળા રંગના ડાઘ લાગ્યા હોય. દેવજી ખરાદી હતો.

સવાર પડે ને દેવજી સંઘાડે બેસે. મોટા મોટા લાકડાના ગડબા ચડાવે ને મજૂર સંઘાડો ફેરવે ત્યારે ગોળ ફરતા લાકડા ઉપર લોઢાનાં ઓજાર વાપરીને, જાત જાતના ઘાટ દેવજી ઉતારે. એવું સરસ ઉતારે કે જાણે રંધો મારીને પૉલીશ કર્યા હોય. પછી ઉપર રંગની લાકડી ઘસે; ને ગરમ થયેલ લાખ નરમ થાય એટલે મજાનો રંગ ચોટે. તેલવાળી પટ્ટી લઇને

તેની ઉપર ઘસે એટલે ઓપ આવે ને ચળકાટ વધે. દેવજી જાત જાતના ઘાટ ઉતારે. દેવજી કારીગર હતો.



દેવજી ચુડલીઓ ઉતારે ને બલોયાં ઉતારે. દેવજી નંગે ઉતારે. હાથીદાંતનું કામ તો બધું ય એને આવડે. દાંતનો લાટો પાણીમાં પલાળે ને પછી ઘડીએ ઘડીએ

પાણીનું પોતું દાંત ઉપર ફેરવતો જાય ને ભાતભાતનાં નંગ ઉતારતો જાય. દેવજી મણીઆરો હતો.

લગ્નગાળો આવે ને દેવજીની દુકાને પડાપડી થાય. લોકો નંગ ખરીદવા આવે. દેવજી સહુને સારામાં સારાં નંગ આપે. મનમાન્યું મૂલ લે પણ ખખરે નહિ. દેવજીનું કામ વખણાય. ભૂલેચૂકે જો નંગમાં વાળ હોય તો બદલાવીએ આપે. રંગેલું હોય તો ય રાખે. ટૂંકું પડતું હોય તો ખીલી પાંખીઆવાળું પણ કરી આપે. કોઇને ના નહિ. દેવજી બહુ ભલો માણસ હતો.

દેવજી જાતજાતનાં રમકડાં ઉતારે. ચોમાસામાં ભમરડા ઉતારે, શ્રાવણ મહિનામાં દાતરડાના હાથા ઉતારે, શિઆળામાં ઘરમાં જડવાની ખીંટીંઓ ઉતારે ને નવરો હોય ત્યારે ઢોલિયાના પાયા, ઘોડિયાં, વેલણ, ઢીંચણીઆં વગેરે ઉતારે. બધું ય એને આવડે. બધી કળામાં એ પાવરધો. મોસમમાં તો એની દુકાને ઘરાકોની બહુ ભીડ. ખાવાની નવરાશ આવે નહિ, પણ દેવજી કદી કોઇને તરછોડે નહિ. કોઇ ઓછે ભાવે માગે તો ખીજાય પણ નહિ. એક જ ભાવ. મોઢામાંથી બોલે તે ભાવ લેવાનો. દેવજી એકવચની હતો.

લાકડાની થાળીઓ ને વાટકા, જામફળ, સીતા-ફળ, ઘીસોડાં, કેળાં, દાડમ, ચીભડાં બધું ય દેવજી લાકડાનું બનાવે. સોપારીઓ પણ સરસ ઉતારે. આબેહૂબ કુદરતી જેવું જ લાગે. રંગ લગાડવાની એની કળા તો ગજબની. દેવજી હુન્નરી હતો.

રાત પડે ને દેવજી લાખ ઊની કરે. પછી માંહી રંગ નાખે, ને પછી ઠારી ઠારીને તેના લાટા બનાવે. રાતો, પીળો, લીલો એ એના વપરાશના ખાસ રંગો. કાળો ને વાદળીએ કોઇ વખત બનાવે. સારા લાટા હોય એટલે એને રંગ ચઢાવવાનું ફાવે. રંગ પણ ભાતભાતના સુંદર. દેવજી પૂરો કળાકાર હતો.

અમાસ–પૂનમે પાખી પાળી તે દિવસે નવરો હોય તો બેઠો બેઠો લાકડાના ગડબા પાડે. ગાંઠ ગડફા હોય તો છોલીને સરખા કરે ને દટ્ટા જેવા નાના નાના કકડા તૈયાર રાખે. દેવજી જરા ય નવરો રહે નહિ. દેવજી ઉદ્યોગી હતો.

દેવજીની દુકાને અમે ભમરડા લેવા જતા; ને દેવજીનો સંઘાડો ફરતો હોય તે જોવા બેસી રહેતા. આજે તો દેવજીયે નથી ને સંઘાડો ય નથી. જ્યારે ભમરડો જોઈતો હોય ત્યારે દેવજી બહુ યાદ આવે છે.



## ૮ ═══════════ જેઠો માળી

હમેશાં સાંજે હું ફરવા જતો ત્યારે જાડો વેજાનો ટૂંકો ચોરણો ને બાંડિયું પહેરી જેઠો માળી વાડીમાં કામ કરતો હોય. જેઠો બહુ મહેનતુ અને ખંતીલો. ઘડીએ હેઠો જ બેસે નહિ. હાથમાં નાની ખરપડી લઈને ક્યારા સાફ કર્યા કરે. સાંજ પડયે બધા ય ક્યારાને પાણી પાય ને સવારમાં વહેલો ઊઠી બધાં ફૂલ ઉતારી લે. જેઠો માળી હતો.

જેઠો દરેક જાતનાં ફૂલછોડ વાવે. એકેએક ફૂલના રંગ અને તેની ઉછેર જાણે. એક ઠેકાણેથી બીજે ઠેકાણે રોપને ફેરવવો હોય તો જમીન, ખાતર ને પાણીની ઘણી જ સંભાળ લે ને રોપને બહુ જ કાળજીથી ફેરવે. જાણે પેટના દીકરાને ઉછેરતો હોય એમ એ દરેક છોડવાને ઉછેરે. જેઠો બાગબાન હતો.

જેઠો સવારમાં ફૂલની છાબડી લઈને નીકળે. ઘેર ઘેર ફૂલ આપી આવે ને મહિને દિવસે પૈસા ઉઘરાવી લે. મોટા મોટા દેવળોમાં એ મફત ફૂલ આપી આવે. ઠાકોરજી, વિષ્ણુ અને મહાદેવને માટે ફૂલના ઢગલા કરી આવે. કબરસ્થાન ને રોજાઓમાં કબર ઉપર સાચાં ફૂલ ચઢાવી આવે. જેઠો રામી હતો.

જેઠો હાર બનાવે ને ગજરા ગૂંથે. જેઠો કલગી ય ગંઠે ને ફૂલનો પછેડો ય રાજદરબાર માટે બનાવીને પહોંચાડે. જેઠાનો હાર એટલામાં વખણાય. ભાત ભાતનાં ફૂલની સરસ ગૂંથણી કરે ને લોકો બે ઘડી તે જોવા લલચાય ને થંભી જાય. જેઠા જેવો હુન્નરી ને ગૂંથનારો એટલામાં કોઈ નહતો. જેઠાનાં ફૂલ ખૂબ ખપે. જેઠો ફૂલવાડી પણ સુંદર રાખે. એની ફૂલવાડી-માં બધી જાતનાં ફૂલ મળે. જેઠો રાજમાળી હતો.

જેઠો રાજદરબારમાં માનીતો. ઉનાળો હોય ને ફુલઝાડ ચીમળાઈ જાય ત્યારે જેઠો પાણી પાઈપાઇને રાત દિવસ છોડવાની સંભાળ રાખે ને સૌને ફૂલ પહોંચાડે. લગ્નસરામાં જેઠો વરરાજા માટે હાર, તોરો ને કલગી લઇ આવે. માયરામાં વરમાળા ગૂંથી લાવે

ને મુસલમાનો માટે શેરોય વરઘોડા વખતે પહોંચાડે. સારે ઘરે લગ્ન હોય તો ખૂંપ પણ આપી આવે. પૈસા માગે નહિ. આપે એટલું લે. જેઠો સંતોષી હતો.

આવતા જતા અજાણ્યા લોકો જેઠાની વાડીએ ઊતરે. જેઠો ને એનાં છોકરાં મહેમાનની આગતા સ્વાગતા કરે ને જેઠાની વહુ રાંધીને બાજરાના રોટલા જમાડે. જેઠો વાડીની વાડે શાકભાજી વાવે એટલે તાંસળી ભરીને શાક અને ઊનો ઊનો રોટલો મહેમાનોને જમાડતો. જેઠો મહેમાનો પ્રત્યે મમતાળુ હતો.

દિવસ બધો કોસ હાંકે. સાંજે બળદને નીરણુ કરી કોડમાં બાંધે ને એક ઝાડ નીચે જેઠો બેસે. એકતારો ખોળામાં ગોઠવે, એક હાથમાં મંજીરા લઈ બીજે હાથે એકતારાનો તાર ઝણુકાવે ને બેઠો બેઠો મીઠી હલકે ભજન ગાય. હું રોજ એનાં ભજન સાંભળવા જતો. કેટલાંય છોકરાં ફરતાં ફરતાં આવતાં ને બેસતાં. જેઠો ભગત હતો.

જેઠો અગીઆરસનો ઉપવાસ કરે, જન્માષ્ટમી ઉપર ફૂલહાર ઠાકોરજીને ધરાવે ને અન્નકૂટ માટે શાક

મફત પહોંચાડે. વસંતપંચમી ને ધૂળેટીનો ઉત્સવ હોય ત્યારે આસોપાલવનાં પાંદડાંનાં તોરણ જઈને બાંધી આવે અને સાધુસંતની સેવા કરે. જેઠો સેવક હતો.



જેઠો મરી ગયો અને તેનાં છોકરાં પણ શહેરમાં ગયાં; એટલે છોડ કરમાઈ ગયા ને વાડી સુકાઈ ગઈ. આજે જેઠાની વાડી ઉજ્જડ પડી છે, પણ અમે જ્યારે જ્યારે ફરવા જઈએ છીએ ત્યારે જેઠો યાદ આવ્યા વગર રહેતો નથી. જેઠો અસલ બાગવાન હતો.

# ૯——————————હરિઓ ધોબી

વહેલો પરોઢમાં ઊઠી હું હમેશાં નદીકાંઠે ફરવા જતો, ત્યારે દૂર દૂરથી અવાજ આવતો. ' સોઈ રામ! સોઇ રામ ! '

મને થતું કે આટલું બધું વહેલું નદીમાં કોણ આમ બોલતું હશે? રોજ વિચાર કરું ને પાછો ઘેર આવીને પૂછવાનું ભૂલી જાઉં. એક દિવસ તો તેની ખાત્રી કરવા ઠેઠ સુધી ગયો ને જોઉં તો હરિઓ ધોબી!

હરિઓ રોજ સવારમાં વહેલો કપડાંની ગાંસડી બળદ ઉપર લાદે ને ગમે તેવી ટાઢ હોય તો પણ વહેલો ધરે જાય ને કપડાં ધૂએ. એનો ધરો જાણીતો. બધે પાણી ખૂટે પણ એના ધરામાં પાણી હોય જ. બધા એ ધરાને ધોબીધરો કહેતા. ગામની સ્ત્રીઓ ય ત્યાં ધોવા જાય. હરિઓ હોય એટલે કોઈને બીક નહિ. હરિઓ પ્રમાણિક અને ઈમાનદાર હતો.

સાંજે નમતે પહોરે હરિઓ ઘેર આવે. આલાં-લીલાં કપડાંને આર ચઢાવે ને દાબી મૂકે. નીખારવાનાં કપડાં સુકાયાં હોય તેને સંકેલીને ગડી વાળે ને થાકયોપાકયો વાળુ કરીને સૂઇ જાય. હરિઓ મહેનતુ હતો.



બીજે દિવસે હરિઓ કોલસા સળગાવે ને ઈસ્ત્રી ભરીને આર ચઢાવેલાં કપડાં ઉપર ફેરવે. હરિઆની ધોણ તો સહુમાં વખણાય; એમ એની ઈસ્ત્રીએ

સરસ થાય. બે દિવસ સુધી તો કરચલી પણ ન પડે, એવી કડક ઇસ્ત્રી બનાવે. કેટલાકની ઢીલી ઇસ્ત્રી પણ કરચલી વિનાની સફાઈદાર ને ઘડીબંધ કરે. સાંજ પડે એટલે કપડાંનાં પોટલાં લઈ સહુનાં પહોંચાડી દે અને મેલાં પાછાં ધોવા માટે લેતો આવે. હરિઓ ગામનો ધોબી હતો.

બીજા ધોબી લોકો ગામનાં કપડાં પહેરે ને મેલાં થાય એટલે ધોઇને પાછાં આપે. કપડાંનું તો એમને ખર્ચ જ નહિ. કોઈનાં લૂગડાં ભાડે ય આપે. પણ હરિઓ કદી એવું ન કરે. બિચારો ચીંથરેહાલ ફરે પણ કોઇનું પહેરે ય નહિ ને ઓઢવે ય નહિ. હરિઓ નીતિવાળો હતો.

હરિઓ કપડાં ધૂએ તે ય સાવચેતીથી. કોઇનું ફાટવા દે પણ નહિ. બાફે ત્યારે જરા સોડા વધારે નાખે એટલે મેલ તો બે ચાર ઝીંકે નીકળી જાય. તારવીને ગળીનો પટ જરા વધારે આપે એટલે લૂગડું ખૂબ ઊજળું લાગે. હરિઓ એમ તો પાવરધો હતો.

હરિઆની ધોણ વખતસર આવે. બીજા ધોબી કપડાં માટે પડાપડી કરે પણ હરિઆની ઘરાકી જામી

ગયેલી એટલે સહુ એને જ કપડાં આપે. હરિઆને ઘરનાં નાનાં છોકરાં ય ઓળખે. હરિઓ જાણીતો હતો.

હરિઓ મરચું ને રોટલો ખાય. પાડોશમાંથી માગી આણેલી છાશ પીએ. સાંજે એની કઢી બનાવે. હમેશ રાત્રે ઘરાકોમાંથી વાળુ લઇ આવે ને ઘરનાં બધાં ખાય. ખીચડી ને તેલ એને બહુ જ મીઠાં લાગે. વાર તહેવારે ઘરાકોમાંથી પીરસણાં આવે ત્યારે માલમલીદા ઉડાવે. હુતાશણીએ હારડા ને ખજૂર અને દશરા ઉપર જલેબી તો એનાં બાંધેલાં. હરિઓ વસવાયો હતો.

હરિઓ ગયો ને એની ધોણ ગઈ. એનો ધરો પૂરાઇ ગયો ને પત્થરો નદીમાં તણાઇ ગયા કે દટાઇ ગયા; અને આજે તો ધરાનું નામનિશાને ય નથી. છતાં લોકો એ સ્થળને ભૂલતા નથી. ધોબીધરો ને હરિઆનો આરો આજે પણ એટલાં જ નામાંકિત છે. હરિઓ લોકોના હૃદયમાં રમી રહ્યો છે.



નાનકડી દાઢીને ગરગોટીઆ જેવું મોં, બે દાંત આગળ પડતા હોઠ ઉપર દેખાય ને માથે મૂંડો; એવો ભામો હમેશાં નદીએ ધાબળા ધોવા આવતો ત્યારે અમે તેને દૂરથી ઓળખી જતા કે, એ તો ભામો ગળીઆરો.

ભામો જાતનો મુસલમાન પણ ગળીનું કામ કરે, એટલે સહુ એને ગળીઆરો કહેતા.

ભામો કાંબળાનો વેપાર કરે. ભરવાડોને પહેરવા અને ઓઢવાના કાંબળા તથા આયરાણીઓને પહેરવાની લોબડીઓ બનાવે. સરસ મજાની બાંધણી બાંધે ને લાલ રંગમાં રંગીને પછી એના છેડા ગળીમાં બોળે. માંહી સરસ મજાના ગલ પાડે. ને દોરા છોડી નાખે ત્યારે મજાનો ભાતીગલ ધાબળો ખીલી ઊઠે. ભામો રંગાટીઓ હતો.

ભામાની સ્ત્રી ને છોકરાં બધાં બાંધણી બાંધે. ભામો રંગે ને છેડા બાંધી ગલ પાડે. સાંજે બહોળા પાણીમાં નદીએ આવીને નીખારી જાય. પાણી બધું



બગાડી મૂકે ને અમે ખીજાઇએ; પણ ભામો ભારે નમનતાઇ (નમ્રતા) વાળો. કોઈ સામે બોલે જ નહિ.

મુસલમાનનો એને જરા યે વા નહિ. ભામો અશરાફ હતો.

ભામાનો મોટો છોકરો ધાણી હાંકે ને તેલનો વેપાર કરે. ભામા પાસે બે પૈસાની મૂડી હતી એટલે તલનો વેપાર પણ ભામો કરે. ભામો ગમે તે રીતે પૈસા પેદા કરવામાં પાછો ન હઠે. ભામો હુન્નરી હતો.

ચોમાસું આવે ને ભામો સીમમાંથી ગળી વઢાવી લાવે. બધા છોડને સોરાવીને પાંદડાં ખંખેરાવે. પછી કુંડામાં નાખીને સોડવે. કેટલાય દિવસ પછી ગળી પડે ને એને સૂકવી ભામો લાડવા વાળે. પછી જયારે જોઇએ ત્યારે વાપરે. પણ લીલી ગળી એ વખત તો એટલી બધી વાસ મારે કે ત્યાંથી નીકળતાં જ માથું ફાટી જાય; પણ ભામાને કાંઇ નહિ. એને બધું સહી રહેલું. ભામો ગળીનો વેપારી હતો.

રોજ સવાર પડે ને ભામો ડાંગસીઆને ઘેર જાય ને ધાબળા લઈ આવે. બપોર થાય ને ઊન લેવા ભરવાડની ઝોકે રખડે ને સાટાં કરે. કતરણ પડે ત્યારે બધાં ઘેટાં પાણીથી સાફ કરાવીને પછી સુકાય એટલે માથે ઊભો રહીને કતરાવે. સાંજે ગામમાં ફરીને

ડોસીઓને કાંતવા આપી આવે. કંતાયેલ ઊન લેતો આવે અને વણકરને આપી દે. કંતાઈ અને વણાઈ પણ સહુને સારી આપે. ભામાના વેપારમાં ગરીબ-ગરબાંનો રોટલો હતો. ભામો મજુરીઆતોનો પાલણહાર હતો.

હમેશાં ભામો મસ્જિદે જાય ને નમાજ પઢે. શુક્રવારે સહુ સાથે નમાજ પઢે ને ઈદને દિવસે ઇદગાહે જઈ ખૂતબો પઢે. નવરો પડે ત્યારે તસબી ફેરવ્યા કરે. ભામો બહુ અબીદ માણુસ હતો.

ભામો ગયો અને એને ઘોરવાડામાં દફનાવ્યો. અમે જ્યારે નદીએ નાહવા જઈએ છીએ ત્યારે ભામો અમારી નજરે જીવતો હોય તેમ દેખાય છે. ભામાના છોકરા મોહરમમાં એની કબર ઉપર પાણી રેડી જાય છે, લોબાનનો ધૂપ કરે છે અને શ્રીફળ વધેરે છે. ભામો ભાગ્યશાળી હતો.

ભામો જતાં છોકરે વેપાર ઓછો કર્યો, ને ગરીબગરબાંની રોજી ઓછી થઈ. ભામાને ઘણી ય ડોશીઓ હજુએ યાદ કરીને આશીર્વાદ આપે છે



## ૧૧ — તેજો ચમાર

માથે ચામડાનો ખડકલો ઉપાડી, રોજ મોચી-ઓળમાં જવા તેજો મારી દુકાન પાસે થઇને નીકળતો ત્યારે અમે નાકે ડૂચો દઈ દેતા. એવી બદબો ફેલાય કે વાત પૂછો નહિ. પણ તેજાને મન કાંઇ નહિ. એને તો સહી રહેલું. તેજો ચમાર હતો.

તેજો દર વરસે ભામ રાખે ને આખા ગામના ઢોર મરી જાય તે ઊંચકી જાય. માલિક પાસેથી તેને લઈ જવાના પૈસા પડાવે. તેજો ઢોરનું ચામડું ઉતારી લે ને મુડદાલ માટી ભંગીઆ વગેરેને લઇ જવા દે. હાડકાંનો ઢગલો કરાવે ને પછી એનો ય વેપાર કરે. તેજો હાડકીઓ હતો.

તેજો આળાં ચામડાંને કુંડમાં બોળે ને મીઠું નાખી સોડવે. પછી તેને ધોઇ આવળની છાલમાં બોળી રાખી કમાવે. જરાક કૂણું પડે એટલે સૂકવે

ને પછી વેચવા નીકળે. ગાવડીઆં, ભેંસાં ને બાકરાંનાં ભાવ જુદાજુદા રાખે ને મૂલ કરે ત્રણ ગણું. મોચી ચમારનું સાટું માંડ માંડ સુધરે. તેજો ચામડીઓ હતો.

તેજો ખેડૂતોના કોસ શીવે. જમીન પર પાથરવાની ચમોડ બનાવે. સૂંડલા મઢે ને નવરો હોય તો ચંપલ પણ શીવે. બજારમાં બેસીને ટાંકાટેભા ય કરે. તેજો ચમાર હતો.



તેજાની વહુ દિ' બધો સીમમાં જાય. ત્યાંથી આવળ સુડી લાવે ને સૂકવે. છાલ ઉતારી લે ને આવળીઆના ભારા લઈ ગામમાં વેચવા નીકળે. બે ચાર પૈસે લોકો તે ખરીદી લે. તેજો ને તેની વહુ એક પણ વસ્તુ અલેખે જવા ન દે. તેજો ઉદ્યોગી હતો.

તેજાને ને ઢેઢને ભાણે વહેવાર, પણ બેટીવહેવાર નહિ. ડાંગસીઆ સાથે ય એને ભાણે વહેવાર તો ખરો. તેજો ભંગીને અડીને છાંટ લે. સાંજ પડે ત્યારે તેજો ઢેઢવાડે જાય ને વારાફરતી હોકાની ફૂંક તાણે. તેજો સૌ સાથે ભળી બેસે એવો. તેજો ભલો અને લીંબુના પાણી જેવો ભારે મિલનસાર હતો.

તેજો કોઈનો હાથપગ ભાંગ્યો હોય તો ચડાવી દે. મચક આવી હોય તો તેલ ચોળીને બરાબર કરે. સાંધો ખડી ગયો હોય કે ઢાંકણી ઊતરી ગઈ હોય તો બરાબર બેસાડી દે. તેજાને ત્યાં દરદીઓ ચાલ્યા જ આવે; પણ તેજો કોઇનેય ના ન કહે. તેજો હાડવૈદ હતો.

શ્રાવણ મહિને તેજો બારોટ ને ઢેઢગરોડા જમાડે. સાધુ આવે તેને લૂગડાં અપાવે ને સવા ભગતના સાધુ કે મહારાજ આવે ત્યારે પગે રૂપિયા મૂકે. તેજો આસ્થાળુ હતો.

વરસોવરસ તેજો ગામની ભામ રાખે ને મૂઆ ઢોરને ગામમાંથી દૂર લઇ જાય. ઢોરના માલિક પાસેથી

મહેનતાણું લેવામાં ઝઘડો કદી કરે નહિ. આપે તે લે. ઊલટો કોઈ કોઇને તો એકાદ સૂંડલો મફત પણ મઢી આપે. એમ તો એની ભલમનસાઈનો પાર નહિ.

તેજો ગયો પણ એનો છોકરો હજુ ભામ રાખે છે, અને એના બાપનું ગયું દેખાવા દેતો નથી.



અમે દરરોજ સાંજે ફરવા નીકળતા ત્યારે ધનો વાઢાળો સરાણ ઉપર છરીઓ સજતો જ હોય. બંડી ને મોં પરસેવાથી રેબઝેબ થઈ ગયાં હોય. ઉઘાડા માથા ઉપર ટૂંકી ચોટલી ફગફગતી હોય અને બે પગના ફણા એકઠા કરી પલાંઠો વાળીને ધનો બેઠો બેઠો સરાણ ઉપર છરીને ધાર કાઢતો હોય. ધનો જાતનો લુહાર હતો.

ધનો છરીઓ સજે. ધનાની વહુ સરાણ ખેંચે. ધનો સરાણ ઉપર છરી ઘસે ત્યારે તેમાંથી તણખા ઊડે. ધનાની સરાણ ચકમકની બનાવેલી એટલે લોઢું અડે ત્યારે તણખા ઊડે જ ને ! ધનો પહેલાં તો સરાણ ઉપર નળિયું ઘસે ને પછી છરી લઈને સજે. એક ઘસરકો મારીને વળી આંગળી અડાડીને ધાર તપાસતો જાય ને વળી પાછો ઘસતો જાય. ધનો સરાણીઓ હતો.

ધનો છરીઓ સજે ને ચપ્પાંએ સજે. સૂડીઓ સજે ને બરછીઓ સજે. તેની સજ તો એટલામાં વખણાય. તલવાર તો એવી મજાની સજે કે ક્યાંય દાઝ કે મરચું પડવા ન દે, અને ઊજળાં ચમકારા મારતાં હથીઆર બનાવે. જાણે નવાં નક્કોર ! ધનો વાઢાળો હતો.



ધનો રાત ને દિવસ કામ કરે. કામનો ભરાવો એટલો બધો કે ઊંચું માથું જ કરી શકે નહિ. એની બાયડી પણ સાંજ પડે ત્યાં બિચારી થાકીને લોથપોથ થઈ જાય. પણ ધનાને બીજું કોઇ ખેંચવા બેસે

તે ફાવે જ નહિ. બીજાથી પૈડું બરાબર ફરે ય નહિ! ધનો સજાઇનો ભાવ સજજડ લે, પણ ઘરાકને જરા ય ખટકે નહિ. ધનાના કામમાં જેવાપણું જ નહિ. ‘સજાઇ તો ધનાની જ’ એવી તો એની આબરૂ. ધનો પ્રમાણિક હતો.

ગામ પરગામના લોકો દૂર દૂરથી હથીઆર સજાવા ધનાને ત્યાં આવે. ધનો તલવારનાં મ્યાન પણ બનાવે ને ઉપર સોનાના એવા તો વરખ પૂરે કે માણસો બે ઘડી જોઇ જ રહે. ધનાના મ્યાન માટે પડાપડી થાય. ધનો કારીગર હતો.

ધનો રાત્રે લીમડાના ઝાડતળે ખાટલો ઢાળે ત્યાં તો બેચાર પાડોશી ભેગા થાય. તંબૂરો ને મંજીરાની રમઝટ બોલ. ભજનની ધૂન જામે. ધનાની વહુ યે ભજન બોલે ને સહુ સાથે બેસી મંજીરા વગાડે. ધનો ભગત હતો.

હથિયાર સંતાઇ ગયાં. ધનો મરી ગયો ને એનો લોંબડો પણ ઠૂંઠો થઇને પડી ગયો. છતાં જતાંઆવતાં માણસોને ધનાના ઘરનો ટીંબો હજુ ધનાની યાદ આપે છે.



## ૧૩ — ગની સરૈયો

"જૂના તાર કસીબ...છે...તાર...કસીબ" કરતો ગની સરૈયો હમેશાં મારી શેરીમાં નીકળતો. ગની જાતનો મેમણ ને મચ્છુકાંઠાનો રહેવાશી હતો. વેપાર કરવા દેશદેશાવર ફરતો. દરેક વર્ષે અમારા ગામમાં આવતો ને બબ્બે ચારચાર મહિનાના ધામા નાખતો. ગની સરૈયો હતો.

ગની નીચેથી સાંકડી પટ્ટીની ઇજાર પહેરે, ઝભ્ભા ઉપર બાંડીઓ—પણ ઝરીનો ભરેલો કબજો પહેરે ને માથે મોરબીશાહી પાઘડી પહેરે. નાનકડી દાઢી ઓળીને આંખમાં સુરમો આંજી, ગની હમેશાં ફેરીએ નીકળે. શેરીએ શેરીએ બૂમ મારે "તાર... ...કસીબ......" ને સ્ત્રીઓ ઘરમાં જૂનો કસબ કે ઝીક, સાડલાની કોર કે પાલવ, સાચા ટોપીના તાર કે કાપડાનું ભરત એને બતાવે ને પાણીના મૂલે

ગની પડાવી લે. કસમાં આવે તો જ એ ખરીદે. ગની ફેરીઓ હતો.

ગની કસબ તાર વગેરેને ગાળે ને સોનુંરૂપું જુદું પાડીને વેચે અને પૈસા પેદા કરે. કોઈ વખત છેતરાય તો નહીં જ. ગની ચતુર વેપારી હતો.



ગની ખભે મોટી પેટી રાખે ને હાથમાં નાની પેટી પણ ઊંચકે. નાનો પરોણો ય સાથે ખરો. નાનાં છોકરાંની બૂટ વીંધે ને છોકરીઓનાં નાકકાન પણ વીંધે.

તાંબાના વાળાને કાપણીથી કાપે અને સમાણી વતી એક છેડે કડી વાળીને અણીદાર વાળો કાનમાં ઘચ દઈને ઘોંચી દે. છોકરું ચીસેચીસ નાખે, પણ એને જરા ય દયા નહિ. લોહીની ટસરો આવી જાય એટલે ઉપર મીઠું મૂકે, પણ વીંધ પાકે નહિ ને ઊછરી જાય. એમ તો ગની હલકા હાથવાળો હતો.

ગની બલોયાં ય ખરીદે. ભાંગેલતૂટેલ હોય તો ખીલીપાંખીઆળાં કરીને વેચે, નહીં તો આખાં ને આખાં આ શેરીમાંથી ખરીદી બીજી શેરીમાં વેચી દે. આવાં સાટાંદોઢાં કરે ને સહેજે રૂપીઆ કમાઈ જાય. ગની પોખાનીઓ ય વેચે અને બજરબટ્ટા ને બેરખા ય વેચે. ગની મણીઆરો હતો.

ગની સુરમો વેચે ને વખમો પણ વેચે. પીપરમઠો (પીપરમેન્ટ) ને અજમાનાં ફૂલ પણ વેચે. ગની બધી જાતની દવાઓ રાખે, ને એકના ચાર ગણા ભાવ પડાવે. ગામડીઆ બિચારા હોંશે હોંશે ખરીદે ને ગની એમને ધૂતે. ગની ધૂતારો હતો.

ગની હલકી જાતનાં અત્તર રાખે ને સુગંધી તેલ પણ રાખે. લોકોને અત્તરનાં પૂમડાં આપે. પછી

બે ચાર તોલા અત્તર મીઠું મીઠું બોલીને વળગાડે ને પૈસા ઉપજાવી લે. ગની ભાતભાતનાં અત્તર રાખે અને જેવું ઘરાક હોય તેવી જાતનું બતાવે. હલકું ચાલે તેમ હોય ત્યાં સુધી સારું ન બતાવે, ને પછી ગમે તેવું ધાબડે. ગની અત્તરીઓ હતો.

ગની રાત પડે એટલે ઘેર જાય, ઊના પાણીએ પગ ધૂએ ને થાક ઉતારે. ખીચડી રાંધી વાળુ કરે ને પછી ખાટલામાં બેઠો બેઠો તસ્બી ફેરવે. નમાજ તો હમેશાં ત્રણે વખત પઢે. ગની આબીદ માણસ હતો.

હવે તો ગની આવતો દેખાતો નથી પણ બીજા સરૈયાઓ કે ફેરીઆઓ આવે છે, ત્યારે મને ગની તરત જ યાદ આવે છે.

●

છેડામાં કરડા નાખેલી જાડી પછેડી ને લાંબી બાંયની કસોવાળી બંડી; ઉપર ગેરુમાં બોળેલી ભગવી પાઘડી. આવો સામંત રાવળ હમેશાં અમે ફરવા જતા ત્યારે ગધેડાં હાંકીને આવતો સામો મળતો. સામંત જ્યારે જ્યારે મળતો ત્યારે રામરામ કરતો. અમે ય એને રામરામ કહીને એના નમસ્કાર ઝીલતા. સામંત જાતનો રાવળ હતો.

સામંત ગધેડાં રાખતો અને એની ઉપર છાલકાં લાદીને એક ગામથી બીજે ગામ માલ પહોંચાડતો. ચોમાસાની ઋતુ હોય, વરસાદ રમઝટ પડતો હોય, ગાડાં ચાલે નહિ ને કાદવમાં પગ લપસી પડે, તેવે વખતે સામંત ગધેડાં લઈને ઊપડે અને ગામડાનાં

માણસોને માલ પહોંચાડે. સામંત વણઝારો હતો.

કોઈને ત્યાં માતાનો માંડવો નાખે ત્યારે સામંત ડાકલાં લઈને જાય. સામંત ડાક વગાડે ને ભૂવા બધા ધૂણે. સામંત એવી શાવળું બોલે કે ભૂવાનાં રૂંવાડાં બેઠાં થાય. સામંત રાવળીઓ હતો.

ઉનાળામાં સામંત ખારા પાટમાંથી ખારો ભરી લાવે. દિવાળી ઉપર ખડી અને ગેરુ ભરી લાવે, ને માણાં ભરી ભરીને વેચે. ભૂતડો પણ સામંત ભરી લાવે. સામંત વેપારી હતો.

સામંત નવરાત્રમાં માતાનો માંડવો નાખે ને કરોઠું કાઢે. માથે ચૂંદડી ઓઢીને ઉપર બળતી શગડી લે અને હાથમાં ખુલ્લી તલવાર પકડે. પછી ધૂણતો ધણુતો સ્મશાને જાય, ત્યારે તેના માથાના વાળનો ચોટલો ને ઓઢણીઆં ચારે તરફ ઢળી પડે. રાવળીઆ ડાક વગાડે ને કેટલાક ભૂવા ધૂણતા ધૂણતા સાંકળો લેતા આગળ ચાલતા જાય. પાછળ રાવળાણીઓ ગીત ગાય. આમ સામંત રાવળ ગામ વચ્ચે બળતી શગડી લઈને નીકળે તે ગામ બધું જોવા ઉમટે. સામંત મંત્રજંત્ર પણ જાણે ને દોરાધાગા ય કરે.

સ્મશાન જઈ તલવારથી પટ બાંધે ને પછી અંદર સૂઇ જાય. કોળું કાપી ભોગ આપે અને તે પછી બધા વીખેરાય. સામંત ગારુડી હતો.

બળેવ ઉપર સામંત દેવસ્થાનોએ સિંદૂરના થાપા દે અને ધજા ચઢાવે. આખા ગામમાં ગાતો ગાતો ને ડાકલાં વગાડતો નીકળે. પાદર જઈને



બળેવીઆ દોડાવે. તેમાં સામંત સહુથી આગળ આવે. દોડ-વામાં કોઇ એને પ-હોંચે નહિ. આધેડ દેખાતો સામંત દો-ડવામાં જુવાનને ય થકવી દે. સામંતનું શરીર નક્કર હતું.

સામંત દોરડાં ભાંગે ને પાટીએ વણે. નવરો બેઠો ધંધો શોધ્યા જ કરે. વાંસના ટોપલાને કાથીના બંધ લઇ ગૂંથે. કુંજાને ય સામંત કાથીની સરસ ગૂં-થણી કરીને વેચે. ખાટલો ભરતાં પણ સામંતને

આવડે. એવી સરસ ભાત પાડે કે બે ઘડી જોઈ રહીએ. સામંત કારીગર હતો.

વાર તહેવારે સામંત પગમાં તોડો પહેરે; ગળામાં રૂપાની હાંસડી અને પારો પહેરે અને કાંડા ઉપર રૂપાનાં સરલ પહેરે. આડે દહાડે એની ડોકમાં રૂપાનું માદળિયું તો હોય જ. મેળે જાય ત્યારે આંગળાંમાં રૂપાના કરડા ય પહેરે; પણ માથે પાઘડી તો ભગવી જ બાંધે. બધો પહેરવેશ ફેરવે પણ પાઘડી તો એ ફેરવે જ નહિ. સામંત માતાનો પાવળીઓ હતો.

સામંત તો ગયો પણ એની માતાનો મઢ તો હજુ ય છે. નવરાત્રમાં ત્યાં માંડવો નાખે છે, ત્યારે ભૂવાને ધૂણતા જોવા અમે જઈએ છીએ. માતાની મઢીને સહુ અત્યારે સામંત ભૂવાનો મઢ કહે છે. સામંત નથી તો ય સામંતને સહુ સંભારે છે.



## ૧૫ ——— નાથીઓ બજાણીઓ

અમે નિશાળેથી આવતા હોઈએ ત્યારે કોઈ કોઈ વખત બજાર વચ્ચે બેઠું બેઠું કોઇ ડુગડુગી વગાડતું હોય ને ચોમેર માણસોનું ટોળું વળ્યું હોય. આ જોઈ અમે સહુ છોકરાં ત્યાં દોડી જતાં, તો નાથીઓ બેઠો બેઠો લાકડાનાં રમકડાં કોથળીમાંથી કાઢતો નજરે પડતો.

નાથીઓ ફાટલ કપડાં પહેરે. માથે ગાભા જેવી પાંઘડી બાંધે ને ફાળીઆની કેડ બાંધે. બજાર વચ્ચે રમકડાં પાથરે. 'ચકલી બનાદું, પૈસા બનાદું' એમ બોલે ને નજરબંધીના ખેલ કરે. લખોટા ઉડાડી દે ને કોઈના માથામાંથી તો કોઈના ગજવામાંથી, કોઇના ખોળામાંથી તો કોઇની ટોપીમાંથી કાઢે! પણ લખોટા તો એની બાંયમાં જ હોય. અને ખબરે ન પડે એમ

તે વખતે સેરવી દે. એવો તો એ ચપળ. એટલો એ નજરબંધી હતો.

લાકડાના ડોસમજી ઠેકાવે, સાપ બતાવે ને એવાં એવાં નખરાં કરી બધાને હસાવે. નાથીઓ ગાંડીઓ હતો.

નાથીઆના છોકરા કસરત કરે. ઊંધે માથે ગુ-



લાંટ ખાય, ઠેકડા મારે ને જાતજાતના ખેલ કરી બતાવે. પટ્ટાબાજી યે ખેલે. પછી નાથીઓ ટોળામાં થાળી ફેરવે ને સહુ પૈ પૈસો નાખે. નાથીઓ વાહ વાહ બોલતો જાય ને સહુ પાસેથી સલામો ભરીને પૈસા પડાવતો જાય. નાથીઓ ખેલાડી હતો.

વાંસડા ખોડી નાથીઓ એના ઉપર ચઢે ને ખેલ કરે. નાથીઆના છોકરા થાળીમાં પગ મૂકી તો કોઈ વખત માથું મૂકી ઊંધે માથે દોરડા ઉપર ચાલે. વાંસ ઉપર ઊંધા સૂઈને ગોળ ચક્કર ફરે ને નાથીઓ નીચે ઊભો ઊભો ઢોલકી બજાવે. બધા એવા હોશિ-

આર ને ચતુર કે નિશાન ચૂકે જ નહિ. નાથીઓ નટવો હતો.

કોઇ કોઈ વખત નાથીઓ માંકડું લઇને નીકળે ને એની પાસે ખેલ કરાવે. 'બુઢમજી' કહીને વાંદરા-



ને પૂછતો જાય, સલામો કરાવતો જાય ને નખરાં કરાવી સહુને હસાવતો જાય. બેરાંઓ લાવીને લોટનો ઢગલો કરી દે. નાથીઓ મદારી હતો.

નાથીઓ માથે પેટી લઇને નીકળે. 'મુંબઇ દેખો, કલકત્તા દેખો' બોલતો જાય, ને અંદરનાં ચિત્રો ફેરવતો જાય. બૈરાં ને છોકરાં કાચમાંથી એ ચિત્રો જુએ ને એને સહુ પૈસો પૈસો આપે. સાંજ પડે નાથીઓ સહેજે રૂપીઓ કમાઇ જાય. નાથીઓ કમાઉ હતો.

નાથીઓ કાગળનાં ફરફરીઆં બનાવે. ખજૂરીના ઘુઘરા બનાવે ને ગારાનાં દેડકાં ય બનાવે. નાથીઆની સ્ત્રી ચીંથરાંમાં લાદ ભરીને પોપટ બનાવે અને સાંજ પડે એટલે વેચવા નીકળે. સહુ છોકરાં એ રમકડાં લે. થોડી વારમાં તો દાણાની મોટી ફાંટ ભરી જાય. નાથીઓ ભાતભાતનાં રમકડાં બનાવે ને વેચે. નાથીઓ હુન્નરી હતો.

નાથીઓ ગામ બહાર પડાવ નાખે. આજ અહીં તો કાલ બીજે ગામ. ગામેગામ રખડે ને આજીવિકા કમાઇ ખાય. એને ઘરબાર નહિ, પણ ચોમાસામાં વરસાદથી બચવા પૂરતો એણે છાજનો કૂબો અમારા ગામને પાદર બનાવેલો. ચોમાસે ચાર મહિના આવીને તેમાં રહે ને નોરતામાં માતાનાં નિવેદ કરી

દિવાળીએ પાછો દેશદેશાવરમાં રખડવા નીકળી પડે. નાથીઓ રખડુ ટોળીનો હતો.

નાથીઓ મરી ગયો ને નાથીઆના છોકરા હજુ ખેલ કરે છે. વાંસ ઉપર સૂતા સૂતા ગોળ કૂદડી ફરવાનો ખેલ તો નાથીઆના બાપનો. એવી સરસ કૂદડી ફરતાં હજી કોઈને મેં જોયો નથી. નાથીઓ અસલ બજાણીઓ હતો

જ્યારે જ્યારે બજાણીઆ રમતા હું જોઉં છું ત્યારે નાથીઓ હજુએ યાદ આવે છે, અને એની રમતો નજર આગળ તરવરે છે.

●

આમે ફરવા ગયા હતા. એવામાં ચોમેરથી વાવ-ળની આંધી ચઢી અને ધૂળ ઊડી ઊડીને આંખોમાં ભરાઈ ગઇ. અચાનક વાદળાં ખેંચાઈ આવ્યાં અને મોટાં બોર બોર જેવડાં ફોરાં તૂટી પડયાં. છત્રીએ ભાર ઝીલે નહિ એવો વરસાદ ને સાથે પવન. મારી છત્રી તો કાગડો થઈ ગઈ. ઘેર આવ્યો એટલે વિચાર થયો કે છત્રીનું શું કરવું? કાકા કહે કે લઈ જા એને ડાહ્યા પાસે. નવા જેવી બનાવી દેશે. ડાહ્યો ડબગર છે.

ડાહ્યો દિવસ બધો કામ કરે. છત્રીઓ સાંધે, હાથા સમા કરે, સળીઆ બાંધે ને પરમેટાનાં થીગ-ડાં ય દે. ચોમાસામાં તો એ નવરો જ નહિ. કોઇનું કામ ન હોય તો ઘરનું કપડું લાવે ને ગામમાં ફરી

જૂની છત્રીઓના હાથા, સળીઆ વગેરે વેચાતાં લઈ આવે અને ઘેર લાવી રોગાનથી રંગે એટલે ચકચકાટ



મારે. કપડાં ઉપરે લીલા અથવા રાતા રંગના રોગા-નનો હાથ લગાવે; એટલે આછું કપડું મજબૂતે થાય

ને ઉપર પાણી ટકે ય નહિ; એટલે ભીંજાય પણ નહિ. ડાહ્યાની છત્રી ઢાલ જેવી મજબૂત. ગમે તેવો પવન હોય કે ધોધબંધ વરસાદ તૂટી પડ્યો હોય, પણ ડાહ્યાની છત્રી ઓઢી હોય તો ભય માત્ર નહિ. ડાહ્યો કારીગર હતો.

ડાહ્યો આળાં ચામડાં ખરીદી લાવે. એનાં નગારાંય મઢે ને ત્રાંસાંય મઢે. ઢોલ ને મૃદંગ, ભોરણિયાં ને તબલાં, ઢોલક ને ડમરું બધુંય ડાહ્યો મઢે. ભોરણિયાં ને મૃદંગ તો એના જેવાં કોઇથી મેળવાય જ નહિ. એનો હાથ એવો કેળવાયેલો કે થાપ પડે ત્યાં એને ચઢાવવા–ઉતારવાની ખબર પડી જાય. ડાહ્યો તબલચી હતો.

ડાહ્યો કામ કરે તે સારું કરે અને પૈસા પણ ખૂબ પડાવે; તો ય ડાહ્યાને ત્યાં ઘરાકોની પડાપડી રહે. એનું કામ જોતાં પૈસો ખરખરે નહિ. ડાહ્યો જરાક તૂટે તો ફરી બાંધે, પણ જાવડભાવડ કામ કરીને ઘરાકને કદી છેતરે નહિ. એમ તો ડાહ્યો નીતિવાળો હતો.

ડાહ્યો મંદિરના ડંકા બાંધે, હવેલીનાં મૃદંગ બાંધે, મસીદનાં નગારાં બાંધે, ગવૈયાઓનાં તબલાં બાંધે, ભંગીનાં ઢોલ અને રાવળની ડાક પણ બાંધે. મહાદેવનું ડમરું પણ ડાહ્યો બાંધે; તો ય અભડાવાની બીકે ડાહ્યાને જોઇને કેટલાક આઘા ભાગે. બિચારો ડાહ્યો જોઇ રહે. ડાહ્યો કહેશે, 'માળા ઢોંગી દેખાય છે!' પણ ડાહ્યો જરા ય ખીજાય નહિ. ડાહ્યો મોટા પેટવાળો હતો.

સાંજ પડે એટલે ડાહ્યો રોજ બાવાની મઢીએ જાય. તંબૂરો લઇ ત્યાં ભજન ગાય. પગલાં અને ગાદીનાં દર્શન કરે ને ચરણામૃત લઇ આંખે અડાડે. સાધુની ચંપી કરે ને ઘેર આવી વાળુ કરી સૂઈ જાય. ડાહ્યો ભગત હતો.

ડાહ્યો મરી ગયો અને જાતજાતની છત્રીઓ આવવા માંડી. બેન્ડ આવ્યાં ને લોકો જૂનાં વાજિંત્રની દરકાર ભૂલ્યા, એટલે ડાહ્યાનો ધંધો પડી ભાંગ્યો. ડાહ્યાના છોકરા બીજે ધંધે વળગ્યા. કોઇ વખત જૂની છત્રી ભાંગી જાય ત્યારે હજુએ થાય છે કે 'ડાહ્યો હોત તો!'

●

## ૧૭ — સાંગો કોળી

શાંખુની ફાડ જેવી મોટી આંખો, કાળું મશ જેવું
મોં, લઘરવઘર ને મેલમેલના સડદા જેવી પાઘડી:
આવો સાંગો રોજ રાતે ઘર પાસેથી નીકળતો
સાંગો કોળી હતો. ગામનું પાકું પગીપણું એણે
રાખ્યું હતું. કોઈનું કાંઈ જાય તો એ પૂરું પાડે
પણ પગીપણું તો પૂરેપૂરું લે. સાંગો પગી હતો.

સાંગો રાત બધી ગામમાં આંટા મારે. દુકાનોન
તાળાં તપાસે ને ઘરનાં બારણાં ખખડાવી જુએ
કોઈનું ઉઘાડું રહી ગયું હોય તો બંધ કરાવે
મોડી રાતે ખોંખારા ખાઈ, પડકારા કરી, શેરીએ
શેરીએ સહુને જગાડે. સાંગો ચોકીદાર હતો.

શિયાળામાં સાંગો વાડા કરે. ટેટી ને ખડબૂચ
વેચે. ઉનાળામાં નવરો પડે ત્યારે જીનમાં દાડીએ

જાય. એને જરા ય ઓઝપ નહિ. સુખે રહેવું ને ભૂખે મરવું એને જરા ય ગમતું નહિ. સાંગો મહેનતુ ને ઉદ્યોગી હતો.



ઝીંઝવો ને કાળિયું, ધરોને સમેરૂં, એવા બધા ય ઘાસને સાંગો ઓળખે; ને સરામાં સારામાં સારૂં

ખડ લાવીને પીઠમાં બરાબર પૈસા લે. ઢોર એનું ખડ ઠીઠું ન મૂકે; ને ખાઈને વાગોળે ત્યાં ઢોરને શેર લોહી ચડે. સાંગો ખડની જાત ઓળખવામાં પાવરધો હતો.

સાંગાના નાતીલા અંધારી રાતે ખાતરિયું લઈને ચોરી કરવા જાય, ને ચોરી કરી આવે. સવાર પડે ને ચોરીની બૂમ પડે. સાંગો પગેરું કાઢે ને પગલું ઓળખી ચોરને પકડી પાડે. પગેરું કાઢવામાં એવો હોશિયાર કે ચોર તો એ ઝપાટામાં પકડે. સાંગો શિયાળની લાળી પણ સમજે ને શુકન પણ પારખે! એનું અનુમાન ખોટું પડે જ નહિ. સાંગો ખબરદાર હતો.

સાંગો ચુંવાળીઓ કોળી હતો. 'આવે હોળી ને પરવારે કોળી' એ કહેવત મુજબ હોળી પછી કોળીને કોઈ કામધંધો હોય નહિ. ત્યારે ચોરી કરવાનું મન કરે, પણ સાંગો ને સાંગાની વહુ ચોરીના માલને હાથ લગાડે નહિ; ને કોઈની શરમ રાખે નહિ. ચોરી પકડે ત્યારે જ જંપે. સાંગો પ્રમાણિક હતો.

સાંગો એની નાતનો પટેલ હતો. જાનમાં વોળાવીઆ તરીકે સાંગો તલવાર બાંધીને જાય. સોની

આગળ ચાલે. સાંગાને જોઇને લૂંટારા ય નાસી જાય એવું સાંગાનું વોળાવું. સાંગો વોળાવીઆ હતો.

સાંગો ચોમાસામાં કૂબા ઉપર છાજ નાખે ને ગાર ગોરમટી કરીને ટાંકલા જેવું બનાવે. નવરાત્રીમાં ભવાઈ કરે ને દિવાળી આવે એટલે ધંધે બાઝી જાય. સાંગો મહેનતુ અને ધંધાસર હતો.

રોજ સાંજે સાંગો ઠાકર મંદિરમાં જાય ને દર્શન કરી આવે. રાત્રે વાળું કરીને ભજન ગાય ને એની વહુ મંજીરાં વગાડે. મોડી રાત્રે બધે જળ જંપે ત્યારે સાંગો રોન મારવા જાય. રાત બધી જાગે ને માળા ફેરવે. સાંગો ભગત હતો

સાંગો ગયો, પણ એનો છોકરો હજુએ ગામનું પગીપણું કરે છે અને એના બાપની આબરૂ સાચવે છે.



હું બજારે ફરતો હતો. જોયું તો છોકરાઓનું મોટું ટોળું વળેલું અને દુકાનદાર બધા દુકાન બંધ કરીને બેઠેલા; જાણે હડતાળ પડી. મેં જાણ્યું કે મદારી ખેલ કરતો હશે, એટલે હું તો દોડ્યો. જઈને જોઉં તો સીધી ભીખ માગતો હતો. એનું નામ જમાલખાં. લોકો સીધીથી બહુ ડરે.

વાંકડીઆ ગૂંચળાવાળા વાળ ને લાલઘૂમ આંખો. ચીબું નાક, કાળો મશ જેવો વાન અને લાંબા લાંબા જાડા હોઠવાળો જમાલ બિહામણો હતો. એમ બોલવે ય ડરામણો હતો. જમાલ સીધી હતો.

જમાલખાંના વડવા મૂળ તો આફ્રિકાના વતની, પણ તેના બાપદાદા અગાઉ આ દેશમાં ઊતરી આ-

વેલા ને ભીખ માગવાનો ધંધો કરતા. જમાલ પણ એ ધંધો કરતો ને આજે અહીં તો કાલે બીજે ગામ, એમ ગામેગામ ફરીને ભીખ ઊઘરાવતો. જમાલ ફકીર હતો.



જમાલ સવારમાં ભીખે ચઢે ને દુકાને દુકાને જાય. પોતાના હાથમાં કંબો હોય તે વગાડે ને તેનો ઘૂઘરો બજાવે. તેની સ્ત્રી ઢોલકી વગાડે; જમાલ ગવરાવે ને બીજા સાથે હોય તે બધા ગાય.

દુકાનવાળો રકઝક કરે ને બે પૈસા ઓછા આપવા કહે, પણ જમાલ માને નહિ. દુકાનદાર આપે નહિ તો છેવટે જમાલ કે જમાલના જોડીદાર સાંકળોવાળી ગરજી લઈ કૂદે ને પોતાના પેટમાં હુલાવે અથવા અણીદાર ચપ્પુ

કાઢી સાથળ કાપીને લોહી કાઢે ને ત્રાગું કરે. જમાલ હઠીલો સીધી હતો.

લોહી છાંટે એટલે દુકાનદાર પૈસા આપીને ભાગે. જમાલ એ પૈસા ઉપર થૂંકે ને તેના છાપરે ફેંકી દે. જમાલ રીસાળવો હતો.

જમાલ લુંગી પહેરે ને બાવડા ઉપર રૂમાલ બાંધે. જમાલની સ્ત્રી ઇજાર ઉપર મોટો ઝબ્બો પહેરે ને મોટો ચોરસો ઓઢે. રૂપાનાં ઘરેણાં ય પહેરે. જમાલની સ્ત્રી એકલી હોય તો ય ભીખે ચઢે એવી તો એ બહાદુર.

જમાલ ને એની ટોળી વાઢમાં ય ફરે, ને ગોળની ભેલીઓ ઊઘરાવે અને વેચે. જમાલની ભીખ બધે બાંધેલી; પણ એ ગામમાં પછી બીજા કોઈથી ભીખે ન ચઢાય, એવી પાકી એની બાંહેધરી. પણ જમાલ એવા બાંધેલા ગામમાં પાંચ પૈસા લઈને ન છોડે. એની પાટીમાં ભીખે ચઢે ત્યારે રૂપીઆ પડાવે; એવી તો એની ભીખ આકરી. જમાલ જાણે કે વેપાર સારો ધીકતો ચાલે છે, એટલે 'હબસી મૂઠ પકડી બે

પકડી' એમ હઠે ચઢે ને પૂરેપૂરી ભીખ પડાવે. જમાલ હબસી હતો.

તંબોળી ને કંદોઈ સુખડીઆ પાસેથી અડધી ભીખ લે. કોઇ ગરીબ વેપારી હોય ને માંડમાંડ પૂરું કરતો હોય એવું તેને લાગે તો ઓછું ય લે ને જતું ય કરે. કોઈને દુભવે નહિ; પણ છેતરાય તો નહિ જ. માણુસ જોઈને વિચારી જાય. એમ તો જમાલ ઉદાર દિલનો સીધી બાદશાહ હતો.

જમાલ રાત પડે એટલે મસ્જિદમાં જાય ને વાળુપાણી કરી તકીઆમાં સૂઈ રહે. વહેલો ઊઠી તસબી ફેરવે ને જુમાને દિવસે નમાજ પઢે. રમજાનમાં રોજાં ય રાખે ને ઈદ ઉપર ખૂતબો ય પઢે. મહોરમમાં કૂટવા જાય. લાલચોળ અંગારા પાથરી તેની ઉપર જમાલ હબસી ખૂંદે. તે જોઇને તો આપણુને ય લાગે કે જમાલ હમણાં બળી જશે, પણ જમાલને ફોલ્લા ય ન ઊઠે કે ચામડીની ખોળ પણ ન ઊતરે. એ તો જાણે ફૂલ ઉપર કૂદવા મંડયો. જમાલ પોતાના યકીનમાં એક્કો હતો.

જમાલ આઠ મહિના ભીખ ઊઘરાવવા ગામો-ગામ ફરે ને ચાર મહિના એને ઘેર રહે. પૈસા ખૂબ ઊઘરાવી લાવે ને મોજથી ઉડાવે. જમાલ ગરાસ-દાર હતો.

જમાલ મરી ગયો એટલે તેને દાટીને ઉપર કબર ચણાવી. ઉપર લીલી સોડ ઓઢાડી. ફકીરના તકીઆ પાસે જતાં આવતાં હજી અમે એ કબર જોઈએ છીએ.

જ્યારે જ્યારે કોઈ સીધીને કંબો વગાડતાં અમે સાંભળીએ છીએ ત્યારે હજુ ય જમાલ યાદ આવે છે.



## ૧૯ — માણભટ

અજવાળી ઝોકાર રાત જામી હોય, સહુ એક કાન થઈને સાંભળતું હોય, એવાં ટોળાં વચ્ચે બેસીને રામભટને મહાભારત વાંચતા મેં ઘણી વખત સાંભળ્યા છે. પણ વાત કરવાની કંઈ એમની ઢબ !

રામભટ જાતના ગુજરાતી બ્રાહ્મણ, પણ પાઘડી દક્ષિણી પહેરે. લાંબી બાંયનું અંગરખું પહેરે ને પાટલી પાડીને સરસ ધોતિયું પહેરે; પણ કેડ બાંધવાની કંઈ એમની છટા !

કથા વાંચે ત્યારે પાઘડી બાજુએ મૂકે, અંગરખાની બાંયો ચડાવે ને ગોઠણભર થઈ લાંબે રાગે ગાય, ત્યારે એમનું કપાળ કાંઈ ઝગે !

વંશનપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય,<br>
વિસ્તારી તુજને સંભળાવું, આદિપર્વ મહિમાય:<br>
હાં....હાં....હાં....હાં.

એ પૂરું થાય ને સાથોસાથ મંજીરાનો રણકાર ઊઠે અને માણુ ઉપર થાપ પડે, એનો કાંઇ મીઠો રણકાર !

કેટલીયે વાર સુધી એ થાપો વાગે ને રણકાર પૂરો થાય ત્યાં જોરથી બૂમ મારીને નવી કડી શરૂ કરે ત્યારે કંઈ એની હાકલ !



આંગળીમાં લોઢાનો કરડો પહેરીને સાંકડા મોઢાની માણુ ઉપર એ જોરથી હાથ પછાડી વાતાવરણુ ભરી મૂકે ત્યારે લોકોના હૈયામાં કંઈ થનથનાટી !

કથા પૂરી થાય ત્યારે એટલાં બધાં માણસો ચોમેર ભેગાં થયાં હોય કે નાખી નજરે પહોંચે નહિ. નાનાં ને મોટાં, ઘરડાં ને જુવાન, છોકરાં ને બૈરાં, બધાં ય આવ્યાં હોય. કાંઇ એ ઠઠ!

ને ભટની આરતી ઉતારે, સીધાં બોલાય ને જમવાનાં નોતરાં આવે ત્યારે ભટ એનાં વખાણ કરે તે જીભે પાણી છૂટે. ભટની વખાણ કરવાની કંઈરીત!

કથા પૂરી થાય ત્યારે ખરડો થાય. લોકો ખોબે ને ખોબે નાખી જાય. ભટની ફાંટો છલકાઇ જાય ને ભટની આંખમાં તો ય સંતોષ ન દેખાય. એ તે કાંઈ આકાંક્ષા!

ભટની રાહ હજુ બાળકો વરસોવરસ જુએ છે, પણ ભટ ફરી દેખાયા જ નથી. ભટની કથા સાંભળવાની કાંઇ મજા!

કોઈ કહેશો કે આવી મજા કેટલી મોંઘી હોય!

'રાજારામ! રાજારામ!' કરતો એક માણુસ વહેલી પરોઢમાં અમારી શેરીમાં નીકળતો ને મારી આંખ ઊઘડી જતી. મને થતું કે આટલી કડકડતી ઠંડીમાં બૂમો પાડતું કોણ નીકળતું હશે? બારી ઉઘાડીને જોઉં તો 'ભવાની ટેલીઓ.'

ભવાનીપ્રસાદ ઉત્તરહિંદનો રહેવાશી, પણ ટેલ નાખવા માટે અમારા ગામમાં આવેલો. દીકરી પરણાવવી હોય કે માબાપનું શ્રાદ્ધ કરવું હોય ત્યારે એ પાંચ વર્ષે અમારા ગામમાં આવતો ને ટેલ નાખતો. પાંચ સાત મહિને ગામમાં ઊઘરાણું થતું ને ભવાનીપ્રસાદને સારી એવી રકમ મળી જતી. ભવાનીપ્રસાદ ટેલીઓ હતો.

ભવાનીપ્રસાદ જાતનો બ્રાહ્મણ, પણ વ્રજ તરફનો રહેવાસી એટલે કપડાં પણ એવાં પહેરે. તે બોલે પણ હિંદુસ્થાની. નાનાં છોકરાં તો એની બોલીમાં સમજે જ નહિ. એની ટોપી જોઇને ખૂબ હસે. પાછળથી છોકરાં તાળીઓ પાડે. ભવાનીપ્રસાદ ચોબો હતો.

ભવાનીપ્રસાદ રાતદિવસ ટેલ નાખ્યા કરે. ઠંડી હોય ત્યારે લાંબે રાગે વહેલી સવારે ગાતો ગાતો નીકળે.

ડગલો ડગલો થાય છે,
ને શિયાળો વહી જાય છે;
ડગલે ડગલે પીળી પટી,
એ ડગલો ભટે પહેર્યો નથી;
ભટને ભાવે સુખડી,
ને ઉત્તરાયણ આવે ઢુંકડી.

એ રીતે ગાય એટલે લોકો એને સારી મજાની ડગલી શીવડાવી આપે, તે પણ કસોવાળી, રૂ પાથરીને સરસ બનાવરાવે. ભવાની લોકમાં બહુ માનીતો હતો. ભવાની ભટ હતો.

બપોરે ભવાની લોટ લાવીને ટીકડ બનાવે ને તપેલીમાં દાળ ઓરે. જમવા બેસે ત્યારે મંતભર રોઠી

ને મૂઠાભર દાળ ખાય. અમને થાય કે આટલું બધું કેમ ખૂટશે, પણ જોતજોતામાં તો એ ખાઈ જાય. કાંઈ વધે નહિ. ભવાની ખરેખરો પુરબીઓ હતો.



સાંજ પડે એટલે ભવાની હવેલીમાં દર્શન કરવા જાય, ને કીર્તન ગાય. ધોળ પણ ગાય, ને ભક્તોની પાસે ભાગવતની વાતો પણ કરે. વાર તહેવારે સીધાં લઈ જાય ને ખાધાખરચ બારોબાર કાઢે. લાલ પાઈનું ખરચ એને માથે ન પડે, ને જાય ત્યારે ખાસી મજાની રકમ બાંધીને ચાલ્યો જાય. ભવાની પક્કો બ્રાહ્મણ હતો.

ભવાની દિવસ આખો ટેલ નાખ્યા કરે ને મોડી રાત્રે કુંભારને ત્યાં જઈ સૂઈ રહે. એનો ઊતારો કુંભારને ઘેર. રાંધી ખાય પણ ત્યાં ને સૂએ પણ ત્યાં. પણ એને માથે ન પડે. વહેલો ઊઠીને નહાય, પૂજા કરે ને પછી ટેલ નાખવા નીકળી પડે. બીક જેવું હોય ત્યારે તો રાત બધી ટેલ નાખ્યા કરે. ચોરને ય એની બ્હીક. કદાચ એ રસ્તામાં મળી જાય તો એની ડાંગ પણ ભારે પડે એવી ચોરને ય ખાત્રી. ભવાની મજબૂત ભૈયો હતો.

ભવાની રાત્રે નીકળે ત્યારે બધાનાં નામ લઇ બૂમો મારે ને સાથે કહેતો જાય કે 'મારી ટેલ પૂરી કરજો, નહિ તો સૂવા નહિ દઉં'. પણ એમ કહીને ય ખોંખારા ખાતો જાય, ટેલ નાખતો જાય ને સહુને જાગતા રાખતો જાય. સાથોસાથ ગામની ચોકી પણ કરતો જાય. ભવાની વગર પૈસાનો ગામનો રખેવાળ —ચોકીદાર હતો.

ભવાની ટુંકું ધોતિયું પહેરે. કસોવાળી ડબલ છાતીની બંડી પહેરે ને માથે ત્રણ પૈસાની મલમલની પણ ચપોચપ થાય તેવી તસતસતી ટોપી પહેરે.

ખભે દોરીલોટો ને હાથમાં લાકડીઃ આટલો એનો સામાન. લાંબો પરિગ્રહ રાખે જ નહિ. વાસણ કુંભારના ઘરનાં ને ખાટલો ગોદડું પણ કુંભારનું જ વાપરે. ભવાનીને લાંબી છટાછટ નહિ. સાવ સાદો માણસ એટલે કોઈની પાસે એને માગવું પડે જ નહિ. કોઈ આપે તો લે, નહિ તો ઈશ્વર ઉપર ભરોસો રાખીને ટેલ નાખ્યા કરે. ભવાની બહુ સંતોષી હતો.

પણ એની ટેલ પૂરી થાય જ ને એ રાજી થઇને જાય. એ ગયા પછી ફરી પાછો હમણાં આવ્યો નથી. અમે કોઇને ટેલ નાખતો દેખીએ કે તરત જ ભવાની યાદ આવે છે.



## ૨૧ ——————— રામુ ગામોટી

કપાળમાં મોટું ત્રિપુંડ કરીને ખભે ખડીઓ લઇ રામુ ગામોટી હંમેશાં વહેલો સવારમાં અમારે ઘેર આવતો. "નારાયણ હરે!" કહી બૂમ મારે ને અમે દોડતાં દોડતાં ઘરમાં જઈને લોટની મૂઠીઓ ભરી લાવીએ. રામુ છાલિયું ધરે ને અમે છાલિયું મૂઠીએ ને મૂઠીએ ભરી દઈએ. રામુ હસતો જાય ને કાલું કાલું બોલીને અમને રમાડતો જાય, એટલે અમે વધારે લોટ આપતા જઈએ. રામુ ભિક્ષુક બ્રાહ્મણ હતો.

ગામનું ગોરપદું રામુ કરતો. નોતરાં દેવા જવું હોય કે હકારું કરવું હોય, કોઇને ત્યાં રસોઈ કરવા જવું હોય કે સારે માઠે અવસરે બ્રાહ્મણ જમાડવા હોય તો રામુ પહેલો; એ હક્ક એનો. રામુ ઘરે ઘરે

માનીતો. લગ્નના વરઘોડામાં સોપારી રામુ વહેંચે, બૈરાંઓ ગીત ગાઇ રહ્યા પછી ખારેકો રામુ વહેંચે ને કથાવાર્તાને અંતે પ્રસાદ પણ રામુ વહેંચે. રામુ કામગરો બહુ. રામુ ગામોટી હતો.



સગપણ કે વિવાહ તો રામુ વગર થાય જ નહિ. વહુ દિકરીને આણું વોળાવવું હોય કે આણું તેડવા

જવું હોય તો રામુ બધું ઉકેલે. સમુરતુ લઈને ય રામુ જાય. ઘરનું અડધું કામ રામુ પાર ઉતારે. રામુને ભર્યું ભાદર્યું ઘર સોંપી દેવામાં મન જરા ય આંચકો ખાય નહિ કે દિલ ધડકે નહિ. એ માટે સહુને કાળજે પૂરો ધરવ. રામુ ખાનદાન હતો.

રાંદલ તેડવાં હોય તો રામુ ઘોડો ખૂંદે, લોકોને બાધા આખડીઓ આપે ને બૈરાંઓ સાથે તાળીઓ પાડી કુદકા પણ મારે. જાગ તેડવા હોય તોય રામુ પહેલો. ત્યાંય બૈરાંઓ વચ્ચે ઊભો ઊભો ગવરાવે. નવરાત્રિમાં ગરબો લઈને ગીત ગાય. રામુ માતાનો ભુવો હતો.

કોઈ ઠેકાણે યજ્ઞ થાય ત્યાં રામુ માળા ફેરવે. મંત્ર ન આવડે ત્યારે સહુની રસોઈ કરે ને સહુને રાંધી ખવરાવે. એની રસોઈ એટલી મીઠી થાય કે હોંશે હોંશે સહુ વધુ ખાય. દાળનો હવેજ અને લાડુની મિઠાશ એ બે તો રામુનાં વખણાય. રામુ રસોઈઓ હતો.

કોઈ મરી જાય ત્યારે રામુ સરાવવા (શ્રાદ્ધ

કરાવવા ) જાય. એની પાછળ સજ્જાનું દાન કરે તે રામુ લઇ જાય અને અંતકાળ વખતે લાડવો પણ રામુ લઈ જાય. રામુ કાયટીઓ હતો.

ઉત્તરાયણને દિવસે રામુ ફાંટ બાંધીને નીકળે. શેરડી ને દાણા તો ઉપડ્યાં ઉપડે નહિ એટલાં ભેગાં કરે. રીગણાં ને હાંડલાં પણ ઉપાડી લાવે. રોજ અર્ધો મણ લોટ ઊઘરાવીને ભેગો કરે ને બજારે વેચે. ક્યાંય દક્ષિણા વહેંચાતી હોય ત્યાં રામુ પહોંચ્યો જ હોય. રામુ ભારે પગચલો, થાકે જ નહિ. રામુ વગર દક્ષિણા વહેંચાવી શરૂ થાય જ નહિ. રામુ ચોરાશી નાતનો પટેલ હતો.

રામુ બોલવે ભારે ડાચાબળીઓ. વાતવાતમાં સામાને દબાવી દે. નબળા સબળાને પક્ષે રામુ ઊભો જ હોય. રામુ ભાંગ્યાનો ભેરૂ હતો. કોઈ અનીતિ કરતું હોય તો તેને તરત મોઢે કહી દેતો. અન્યાયમાં ઊભો જ ન રહે. પારકે દુઃખે રામુ દુઃખી થતો. રામુ પરગજુ હતો.

રામુ ગયો પણ હજુએ સારેમાઠે અવસરે રામુ બહુ સાંભરે છે.

## ૨૨ ——————ભૂદરભાઇ પટવારી

મોટી પાઘડી ને બાલાબંધી અંગરખું પહેરી ખભે હીરકોરી ખેસ નાખી, ભૂદરભાઇ હંમેશાં ઘોડાગાડીમાં બેસી ફરવા નીકળે. એમનું ભવ્ય લલાટ, મોટી મોટી લીંબુની ફાડ એવી આંખો અને ભરાઉ ચ્હેરો પ્રતિભા પાડતાં. એમને જોઇને અમે રોજ સલામ કરતા. ભૂદરભાઇ વહીવટદાર હતા.

મૂળ તો ભૂદરભાઇ સાધારણ સ્થિતિના. બહુ ભણેલા નહિ, પણ અક્કલનો ઉકેલ ઘણો. કોણી મારીને કુંલડું કરે એવા. પહેલાં તો પાંચ રૂપિયાના જ પગારે નોકરી રહેલા. ત્યાં દી બધો લખલખ કરે, પણ થાકે નહિ. ભૂદરભાઈ કારકુન હતા.

ભૂદરભાઈની કામ કરવાની કળા અનોખી હતી. ગમે તેવા મારમાર કરતા આવતા માણુસને કે દુશ્મનને તેઓ નીરાંતે સાંભળે ને બે શબ્દો કહી ઠંડા હમ જેવા બનાવી નાખે, ને વાતવાતમાં પાણી પાણી કરી દે. એમની આવડતથી સહુ એમને આવીને પૂછે એટલે એમને શેઠે બધા ગુમાસ્તાના ઉપરી ઠરાવ્યા. ભૂદરભાઇ મુનીમ હતા.




કોઈની લેણુદેણુ માંડી વાળવી હોય કે છુટછાટ મૂકવી હોય, કોઇને રાહત આપવી હોય કે તગાદો કરવો હોય, તો બધું ભૂદરભાઈના

હાથમાં. પારકા અને પોતાપણું ભૂદરભાઈ સમજે. ભૂદરભાઇ રીઝે તો તો ન્યાલ કરે ને ખીજે તો પાયમાલ કરી મૂકે એવા રિસાળવા, પણ સ્વભાવે ભોળા હતા. ભૂદરભાઈ કારભારી હતા.

ભૂદરભાઇનાં માન ને મરતબો વધ્યાં. ભૂદરભાઇની લાયકાત વધી ને પગાર પણ વધ્યો, છતાં ભૂદરભાઇ જરા ય છલકાય નહિ. બહુ મોટા પેટવાળા. ભૂદરભાઇનું કડેધડે. કરતા કારવતા ભૂદરભાઇ. લાલ પૈસાથી માંડીને લાખો રૂપિયાની લેવડદેવડ ભૂદરભાઇને પૂછીને તેમની મરજી મુજબ થાય. તેમની ઇચ્છા વિના સળીએ ફેરવાય નહિ; એવો તો એમનો કડપ. ભૂદરભાઇની સલાહ બધાં કામોમાં લેવાય. ગમે તેવાં આંટીઘુંટીવાળાં કામ હોય પણ ભૂદરભાઈ પાંચ મિનિટમાં ઉકેલે. ભૂદરભાઇ પટવારી હતા.

ભૂદરભાઇ નસીબના બહુ બળીઆ. અવળા નાખે તોય સવળા પડે એટલી ભાગ્યદેવી છાબડે બેઠેલી. ભૂદરભાઇ ગમે તેવું બોલે પણ સહુને પ્રિય લાગે ને સહુ એનો સવળો અર્થ કરે. ભૂદરભાઇ બોલવે બહુ મીઠા. તુંકારો તો કોઇને કરે જ નહિ.

એ બોલે તે જાણે એમની જીભ ઉપરથી સાકર ટપકે. ભૂદરભાઇ ભારે મીઠાબોલા હતા.

ભૂદરભાઈ રોજ હવેલીએ જાય, મહાપ્રભુજીની બેઠકે દર્શન કરવા જાય ને ગોસાંઇજી મહારાજના ચરણસ્પર્શ કરી આવે. ભૂદરભાઇ કોઇના હાથનું અન્ન કે પાણી ન બોટે. પોતાના હાથનું જ એમને ખપે, એટલા તો એ ધર્મચુસ્ત હતા. ભૂદરભાઇ મરજાદી હતા.

વહેલા પરોઢમાં ઊઠે, નાહી ધોઈ પૂજા કરે ને હમેશાં ગીતાનો પાઠ કરે. ગોપીભાવે પ્રભુને સ્મરે ને ઢાળ ગાય. લલાટે મોટું તિલક કરીને પછી મંગળા ઉત્થાપન અને આરતીનાં દર્શન કરે. વાર તહેવારે રાજભોગ આપે, મનોરથ કરે અને સાંજે ફરી હવેલીએ જઈ દર્શન કરી આવે. કથાવાર્તા પણ પુરાણી પાસે બેસીને સાંભળે. ભૂદરભાઈ ચુસ્ત વૈષ્ણવ હતા.

વરસે બે વરસે ભૂદરભાઈ જાત્રાએ જાય, તીર્થોમાં ફરી દેવદર્શન કરે ને દેશાટન કરી વિદેશના રીતરિવાજો જાણી આવે; પણ એમનું મન તો ભક્તિમાં. ભૂદરભાઇ ધાર્મિક હતા.

ભૂદરભાઇ સ્વધામ ગયા છે, અને એ જગ્યાએ બીજા પટવારી આવ્યા છે, પણ લોકો એને વખાણુતા નથી. કહે છે કે એ તો લોકોને દબડાવ્યા કરે છે; લોકોને ભૂદરભાઇ બહુ યાદ આવે છે. ભૂદરભાઇ લોકોની જીભને ટેરવે છે.



## ૨૩ ——— ઈરાની

ઘેરદાર ઘાઘરો ને જાંપાની સીલ્કનું ઢંગધડા વગરનું સીવેલું ઢીંચણ સુધીનું લાંબું અને કાંડાં તથા ગળા ઉપર બોરીડાં બીડાય એવું પહોળું કુડતું (પહેરણ), પાટી ઢાળીને ઓળેલા વાળ, પછવાડે ગૂંથીને લટકતો મૂકેલ ચોટલો, ને માથા ઉપર બાંધેલો રૂમાલનો મોસલો; અને પગે ઉઘાડી સ્ત્રી રસ્તામાં બધાં રમકડાં પાથરીને બેઠી હતી. અમે બધા નિશાળેથી આવતાં ત્યાં ઉભા રહ્યા, એટલે બાજુમાં ઉભેલા માણસે અમને કહ્યું, 'છોકરાઓ, ભાગી જાવ, એ તો ઇરાની છે, ઇરાની!'

એનું મ્હોં ગુલાબ જેવું સૌંદર્યથી ભરેલું, કોમળ પણ ખુમારીવાળું ને સુડોળ છતાં કરડું દેખાતું.

એની આંખો મિઠાશ છતાં તેજભરી હતી. એનાં અંગેઅંગમાં ગરીબાઇ સાથે ગૌરવ ઊભરાતું હતું. અમને તો ત્યાં ઊભા રહેવાનું મન થતું. પણ લોકો એમનાથી આઘા ભાગે એવો તો એમના નામનો હાઉ.

પૂરા પાંચ હાથની ઊંચાઈ, પડછંદ અને કદાવર બાંધો અને કાચું અનાજ પચી જાય એવા નીરોગી અને તંદુરસ્ત ચહેરામાં તગતગતી એ લાલીભરી શાનદાર આંખોવાળા પુરુષો લુંગી ને પહેરણ પહેરે, માથે સાફો બાંધે ને પગમાં કાશ્મીરી બૂટ પહેરે. દિવસે કેટલાંક રમકડાંની ફેરી કરે કે કાંબળો ને શેતરંજી વેચવા નીકળે, ને રાતે શિકાર કરે. એમને બીજું કાંઈ કામ આવડે નહિ ને કોઇ એમને શિખવે નહિ. કોઈ એમની પાસે આવે નહિ ને કોઈ નજીક ઢુકવા ય ન દે. એવાં તો એ જાણે અસ્પૃશ્ય.

એમની ભાષા સમજાય નહિ ને એ આપણી ભાષા સમજે નહિ. કેટલાંક ભાંગ્યું તૂટયું હિંદી બોલે

પણુ તેમાં ય એમની ભાષા તો આવી જ જાય. બે ચાર ભેગાં થાય ને વાતો કરે તોય લડતાં હોય એમ લાગે ને ચીંચોં ચીંચીં કરી મૂકે, એવાં તો એ રાડિયાં.

ગામમાં તો એમને કોઈ રહેવા ય ન દે ને કોઈ એની સાથે કામ પાડે ય નહિ. વાતવાતમાં ઝઘડો. પૈસા લેતાં ને દેતાં ય તકરાર. બોલ્યા કે માલ લેવો જ પડે ને એ વળગાડે ત્યારે જ જંપે, નહીં તો મારામારી કરતાં ય ડરે નહિ. એવાં તો એ બાઝુકડાં.

એમનો મૂળ દેશ તો ઇરાન, પણુ ત્યાંય એમને રહેવા ઘર નહિ, માલ કે મિલ્કત નહિ, જર કે જમીન નહિ. આજે અહીં તો કાલે બીજે એમ ભટકતાં ફરે. ઉપર આભ ને નીચે ધરતી—એ એમનો આશ્રય. બાકી કોઈ એમનું ધણીધોરી નહિ, એવાં તો એ નધણિયાતાં ઢોર જેવાં હાડહાડ ને હડધૂત.

એમનાં ટોળાંનો કબીલો એ એમનો સમાજ, ને એમનો મુખી એ એમનો હાકેમ ને રક્ષક. કોઈ કાયદો એમને રક્ષણુ આપે નહિ, કોઈનો કાયદો એ પાળે નહિ, ને કાયદો પળાવતાં અધિકારીઓ પણુ દબાતા

દબાતા એમની સાથે કામ લે. જીવ તો સૌને વ્હાલો હોય; એટલે કાંઇક દમ ને કાંઈક નરમાશથી એમને સમજાવી, ફોસલાવી પોતાની હદમાંથી રવાના કરી દે. ઠરીને ક્યાંય ઠામ તેમને કોઇ રહેવા દે નહિ, ને એ જંપીને રહી શકે પણ નહી. એવાં તો એ રઝળુ.

એ રહે ત્યાં સુધી એટલી હદમાં કોઇ ચોરી, ખૂન કે લૂંટફાટ થાય તો એમનું નામ લેવાય, ને તપાસે એમની જ થાય. પણ પકડતાં હિંમત ન ચાલે એટલે એમને ત્યાંથી રવાના કરી દે. એવાં તો એ આરોપી ને શકદાર.

છરો તો એમનું પ્રિય હથિયાર. બંદુક કે તલવાર એમની પાસે ન હોય, પણ છરા ઉપર તો એમનું જોર. ઝગડો થાય તો છરો હુલાવી દેવામાં વિચાર ન કરે. આંતરડાનો ઢગલો કરી નાખે એવો તીક્ષ્ણ ને લાંબો તો એ છરો રાખે. મોતની તો એમને બીક જ નહીં. કોઇથી ડરે નહીં ને કોઈનો હુકમ એ પાળે ય નહીં. એવાં તો એ નીડર.

પાસે ભાંગ્યોતૂટયો એકાદ ટ્રંક ને માંહી બે ચાર લબાચા, ટીનનાં બે ચાર ડબલાં ને એકાદ નાનકડી

તપેલી, એ એમનો રસાલો. જમીન ઉપર પાથરવા જેવી ફાટલતૂટલ ને લઘરવઘર ગોદડી ને નાનકડી ફાંફાંવાળી રાવટી એ એમનું ઘર ને ઘરવખરી. બાકી તો સાવ ભિખારી. એવાં તો એ કંગાળ.

શિયાળામાં ટાઢે ઠરી ટૂંટિયાં વાળીને પડ્યા રહે, ઉનાળામાં ઝાડ તળે સૂઈ રહે ને ચોમાસે ટપકતી રાવટીમાં ભીની ગોદડીઓ લપેટી બેસી રહે. પોતાની જાતની એમને બહુ દરકાર નહીં, પણ નાના બાળકની તો બહુ સંભાળ લે. એને જરા ય મુશ્કેલીમાં ન આવવા દે, રડવા ય ન દે. એવાં તો એમનાં વાત્સલ્ય.

ગાડીમાં ય કોઈ એમના ડબામાં ન બેસે અને બેસે તો એનો માલ ચોરાઈ ગયા વિના રહે નહીં. એવી લોકોની માન્યતા એટલે સહુ એનાથી દૂરને દૂર ભાગે. નહીં તો એમાં ય કેટલાંક તો બહુ ખાનદાન હોય, તો પણ બધાં કાંઈ સરખાં હોય? એ એમની નામોશી.

હજુ ય જયારે જયારે ઇરાનીને જોઉં છું ત્યારે મને થાય છે, કે એમને અપનાવ્યાં હોય તો?

●

મખમલીનનો ઘેરદાર ઘાઘરો ને લાલ કસુંબાનો ચોરસો ઓઢી, માથે વાળની પાટી ઢાળીને વાળ ઓળેલી એક રૂપાળી આધેડ બાઈ જ્યારે બજારમાં નીકળતી ત્યારે લોકો એને ખસીને જગ્યા આપતા; ને જેને ત્યાં એ ઊભી રહેતી તે હસીને આવકાર આપતા. એનું નામ કાળી. તે ખવાસણ હતી. અમારા ઠાકોર સાહેબનાં નવાં રાણી સાથે દાયજામાં એ ગોલી તરીકે આવેલી. કાળી નવાં રાણીની દાસી હતી.

કાળીને લૂગડાં—ઘરેણાંનો ભારે શોખ. મોટા માણસો સાથે રાજદરબારમાં ઊછરેલી એટલે એને વિવેક અને વસ્ત્રપરિધાન શીખવવાં પડે એવાં નહોતાં. એણે દાંતમાં સોનાની રેખા ય જડાવેલી. એ

બોલે ત્યારે હસતી હોય એમ લાગે ને રેખાઓ ચળકી



રહે: પણ એ હાસ્યની પાછળનો મર્મ કેટલીક વખત

ન સમજાય એવો ઊંડો હોય. કાળીનું પેટ હાથ ન આવે. કાળી બહુ ઊંડી હતી.

કાળી દરબારમાં રહેતી. રાણીની સાથે જ ચોવીસે કલાક ગાળે. રાણીનો પડછાયો હોય એમ સાથે ને સાથે રહે. રાણીના દિલની વાતો એ સાંભળે ને રાણી સલાહ પણ એની જ પૂછે. કાળી ને રાણી બંને એક બીજાને પૂછયા વગર કાંઈ ન કરે. કાળી બાનડી હતી.

રાજખટપટની વાતો ય કાળી જાણે. અરધું બોલાય ત્યાં તો આખું સમજી જાય ને માણસની વાતના શબ્દને પકડી તેનો મર્મ પણ ઓળખી જાય, એવી તો ચકોર. અને જવાબ આપે ત્યારે તોળી તોળીને બોલતી હોય એમ ચીપીચીપીને બોલે. કોઈને માઠું તો લગાડે જ નહિ, પણ પગે કમાડ ધકેલે. મીઠા મધ જેવાં એનાં વેણ કોઈ વખતે કાતીલ ઝેરની ગરજ સારે એવાં ઊંડાં ને છતાં કોઈને પોતાનો ભાવ જાણવા ન દે એવી કુશળ. કાળી ઝેરી નાગણ હતી.

છૂપી હીલચાલ એનાથી છાની રહે નહિ. દુશ્મનો ઉપર તો એની આંખ ચોવીસે કલાક હોય જ. એને

આંજી કોઇ ફાવી ન જાય, પગ ઉપડે ત્યાં બધી હીલ-ચાલ જાણી જાય. રણુવાસનાં દાસદાસીઓ ય એને પૂછ્યા સિવાય સળીએ હલાવી શકે નહિ. ખરીદવું હોય તો કાળી જાતે જઈને ખરીદે. બધી વાતમાં કરતા હરતા કાળી ને કુલમુખત્યારી યે એની. રણુ-વાસનું ખાનગીખાતું પણ બધું એને હાથ. કાળી રાણીવાસની હાકેમ હતી.

બીજી રાણીઓનાં ગોલાં કે દાસી એને પોતાના ઓરડાઓ તરફ ઢૂકવા ય ન દે. કોઇને તોપને ગોળે ચઢાવી દેવું હોય કે એના ઉપર ઈતરાજી કરાવવી હોય તો કાળી એમાં પાછી ન પડે. સાચીજૂઠી કે આધીપાછી કરવામાં તો એ એક્કો ને એની ગંધ પણ બીજાને ન આવે એવી તો એની તકેદારી. કાળી ખટપટનું પૂતળું હતી.

કાળી ઉપર રાણીના ચારે હાથ. બધું કામ એને સોંપે. કુંવરનું ખાંડુ જાય તોય ઓંઝણા સાથે કાળી જાય ને પોંખતી વખતે પણ કાળી હાલામાલ કરે. નવાં આવનાર રાણી ઉપર પ્રભાવ પાડવા પોતાથી બનતું બધું ય કરી છૂટે; ને ગમે તેવાં કપરાં કામ

પણ કોઇ કરે તેવું હોય તો તે કાળી. સંકટને વખતે માથું મૂકવાની તૈયારી પણ એની જ. કાળી એટલી તો વિશ્વાસુ ને નિમકહલાલ હતી.

રસોડું પણ એને જ હાથ. થાળી પણ કાળી જ કરે ને રાણીને પાસે બેસીને જમાડે પણ કાળી. કપડાંલત્તાંની કુંચીઓ કાળીને હાથ. ક્યાંય જવું આવવું હોય તો કાળીને પૂછ્યા વગર ન જવાય, એવો તો એનો પ્રભાવ. કાળી વડારણ હતી.

કાળીનો સંસાર પણ એવો જ વિચિત્ર. એનો વર પણ ઘરજમાઈની પેઠે દરબારમાં નોકરી કરતો ને દરબારી રસોડે ખાઇ પી મજા કરતો. એની ચિંતાય કાળીને નહિ. કાળીની દીકરી પણ એની સાથે જ રહેતી. કુંવરી સાથે એને દાસી તરીકે મોકલેલી ને ત્યાં પણ એણે કાળીના નામની ધાક બેસાડેલી. કાળીનું જીવન જ રસવિહોણું હતું. એ જીવતી રાણી માટે, રહેતી રાણી માટે ને જે કાંઈ એનાથી થતું તે બધું રાણી માટે જ હતું. એનું ઘર, એનું કુટુંબ, એનો સંસાર જે કહો તે બધુંય રાણીવાસ. રાણીવાસ,

દરબારગઢ ને ઘર; બધાં કાળીને મન એક સરખાં. કાળી નિસ્પૃહી–નિઃસ્વાર્થી હતી.

કાળી કામની પણ ખબરદાર. કામ કરતાં થાકે જ નહિ, ને જે હુકમ થાય તે પળવારમાં હાજર કરે એટલી તો સરસ એની વ્યવસ્થા. કઈ વસ્તુ ક્યાં છે એની પણ એને પૂરેપૂરી માહિતી. કોઇની ય ગેરહાજરીમાં એને માટે ખોટી થવું ન પડે, એ-ટલી એની વ્યવહારકુશળતા અને બાહોશી. કાળી ભારે ખંતીલી અને ઘણી ઉદ્યોગી. આળસ તો એને આવે જ નહિ, થાક પણ એને દેખાય નહિ. કાળી ખડતલ હતી.

પણ એક દિવસ ઓચિંતી કાળી મરણ પામી. શો રોગ હતો તેની કોઇને ય ખબર પડી નહિ. બે કલાકમાં જ ગોટો વળી ગઈ. પણ કાળી મરી ગયા પછી રણવાસની અવ્યવસ્થાનો પાર ન રહ્યો, ને રાણીએ કેટલી ય વડારણો બદલી, પણ કાળીની હરો-ળમાં કોઈ ન આવી. આજે ય રણવાસના નોકરો કાળીને સંભારે છે.

## ૨૫—હરજી પટેલ

ઘોમ ધખ્યો હોય અને અમે ઝાડને છાંયડે રમતાં હોઇએ ત્યારે મોઢે બુકાની ને ખભે કોદાળી લઈ, હાથમાં બળદની રાશ પકડીને હળ લઇ ખેતરેથી પાછો આવતો હરજી અમને રોજ મળતો. હરજી જાતનો કણબી હતો.

હરજી મૂળ તો બહુ ગરીબ સ્થિતિનો. માબાપ મરી ગયા પછી સગાંવ્હાલાંને ઘેર મોટો થયો, ને કામકાજ કરી પહેલવાન બન્યો. શરીર જુઓ તો લઠ્ઠબાજ. બે રોટલા તો એ ઊભો ઊભો ચડાવી જાય, તો ય ભૂખ્યો ને ભૂખ્યો. ખાધે બહુ અકરાંતીઓ. જમીને બજારે આવે ને કોઈ બશેર પેંડા અપાવે તો ઊભો ઊભો ખાઈ જાય ને પચાવીએ જાય. એવો તો એ નીરોગી હતો.

મોટો થઈને ધંધો શીખ્યો. પછી જુદો રહીને સહુનું કામ કરે, દાડીએ ય જાય ને સાથીપણું ય કરે, ને કોઈનું ગાડું હાંકવા ય જાય. હરજી ઉભડીઓ હતો.

સાંજ સવાર હરજી ગામનો પીયાવો ભરે. હવાડો સાફ રાખે અને તે આખા ગામનાં ઢોર પાણી પીએ એટલું ભરી રાખે. કોઈ દિવસ પાણીની તાણુ પડવા દે નહિ. હરજી હવાડીઓ હતો.



જુવાન થયો એટલે રામા પટેલને ઘેર કામ કરવા રહ્યો. સવારમાં વહેલો ઊઠીને હળ લઈ ખેતર જાય ને બપોરે પાછો આવે. રામા પટેલને ખેડના કામમાં બધી ય મદદ કરે, ને રામો પટેલ એને ખાવું પીવું, લુગડાં લત્તાં ને વરસે સો રૂપિયા આપે. હરજી સાથી હતો.

હરજી વહેલી પરોઢે ઊઠે. ગાય ભેંસને નીરણુ

કરે, સવાર પડે એટલે દુહે ને પછી બળદ જોડીને હળ લઈ ખેતરે જાય. રામા પટેલનું જુત બહુ સારું એ-ટલે ખેડ પણ સારી થાય. એક ઉથલ વળે ત્યાં પર-સેવે રેબઝેબ થઈ જાય, એટલે ઘડી વિસામો ખાય ને ગઈ કાલનો ટાઢો રોટલો હળ સાથે બાંધી લાવ્યો હોય તે ખાય ને ભંભલીમાંથી પાણી પીએ, ને વળી કામે વળગે. કામ કરતાં તો થાકે જ નહિ. હરજી કામગરો હતો.

બપોરે ગરમીથી રહેવાય નહિ એટલે ઘેર આવે, બળદને કૉઢમાં બાંધી નીરણ કરે ને હળને કૉઢની પછીતે ઊભું કરે. મોં ધોઈ ખાવા બેસે ને રોટલો ને છાશ ખાય. શાક તો તીખું તમતમું કરીને ખાય. એનું શરીર જુઓ તો શીશમનું ઝુંઢીયું. ટાઢ તડ-કાનું એને ભાન જ નહિ. હરજી ખેડુત હતો.

વરસાદ વરસે એટલે ભીમ અગિયારસનાં વાવણાં થાય ત્યારે હરજી પોતાના બળદને ઘી પાય, કપાળે ચાંલ્લો કરે, ઝુલ ઓઢાડે ને મખીઆરડાં બાંધે. શુકન જોઈ ચાલે ને વાવણીઆ લઇને ખેતરે

જાય. ઓરણીમાં દાણા ઓરે ને વાવણી કરે. હરજીની મૂઠ પણ મજાની. બધે એક સરખું ઊતરે, ક્યાંઈ ખાદ ન પડે. હરજી હોશિયાર હતો.

મોલ ઊગે એટલે હરજી બેલી લઈને ઢૂંઢવા જાય, દાડીઆ કરી નીંદાવે ને નકામું ખડ ચાસમાંથી કાઢી નંખાવે. દિવાળી આવે એટલે લણાવે ને ખળાં કરી અનાજ ઊપણીને ઘેર વજે ભરી લાવે. હરજી રોળાગર હતો.

હરજી ચાસટીઆ વાવે ને કોશ જોડાય ત્યારે હરજી ઊભો ઊભો પાણી વાળે. ક્યારો ભરાય એટલે બીજે ક્યારે પાણી ફેરવે અને સવારથી સાંજ સુધી કામ કર્યા કરે. હરજી પાણતીઓ હતો.

પછી તો હરજીએ ઘરની ખેડ કરી. શેઠની જમીન ખેડે ને ઉપજ આવે તેમાંથી રાજભાગ આપી પોતાનો ખેડભાગ ઘરે લાવે, ને ગાડું ભરીને શહેરમાં વેચવા જાય. ને દલાલ મારફત વેચી પૈસા લઈ ઘેર આવે. નાણાં થયાં એટલે હરજી ઘરધ્યો. બાળબચ્ચાં થયાં ને આવળગોવળ વધ્યો. હરજી સહુના નોરમાં આવ્યો. હરજી ખેડવાયો હતો.

લગ્નગાળામાં હરજીએ પોતાના ત્રણ વરસના છોકરાનાં લગ્ન કર્યાં. પચાસ જાનો ભેગી થઈ ને સાંજે દાન દક્ષિણા દેતી વખતે ગાંડો થઈને ખોળામાં રૂપિયા લઈ વહેંચવા મંડ્યો. કાંડા દીઠ રૂપિયો આપી હરજી મલકાયો ને ડંકો વગડાવ્યો. હરજી ગાંડોતૂર હતો. હરજી ફૂલણજી હતો.

હરજી કોઇની જાનમાં ગાડું લઇને જાય તો બળદને દોડાવી દોડાવીને મારી નાખે. બીજાને હેરાન કરે ને પોતાનું ગાડું સૌથી આગળ રાખે. વરવેલ પણ પોતાની જ કરે ને મૂછો મરડી, બીજાને ખીજવે. હરજી રવીલો હતો.

હરજી પાંચ દશ દિવસે નહાય ને મહિને દિવસે લુગડાં ધુએ. ફાટે ત્યાં સુધી પહેરે તે સાવ લીરા થઇ જાય ત્યારે બંડી ને ચોરણો કાઢે. પણ માથે બાંધવાનો તરફાળ તો નવો બાંધ્યો હોય તે અંદર મેલ ખાઈને સડી જાય ત્યારે ઊખાળે. કામ આડે એને પોતાનાં દેહ કે લુગડાંની જરા ય પરવા ન હતી. શરીર પણ કાળુંમેશ થઈ ગએલું એટલે અંધારી રાતે મળે તો

માણસ એને જોઇ બીને ફાટી પડે એવો બિહામણો. હરજી કદરૂપો હતો.

સાતમ આઠમ આવે ત્યારે હરજી મંદિરે દર્શન કરવા જાય, અમાસને દિવસે મેળામાં જાય ને શેઠને ઘરેથી નાણાં લઈને ચોરાસીની નાત કરે. શેઠને વ્યાજ સાથે સવાયા દિવાળીએ ચુકાવે, ને રહી જાય તો તેના સવાયા હુતાશણીએ ભરે. હરજીને ઉપજ ઘણી આવે પણ દેણામાંથી બારો નીકળે જ નહિ. સવાયાના સવાયા થતા જાય ને ઉપજ આવે તે શેઠને ભર્યે જાય. હિસાબ કિતાબમાં કાંઈ સમજે નહિ. શેઠ ખાતું પાડે એમાં અંગુઠો દેવાનું માત્ર જાણે. હરજી સાવ અભણ હતો.

હરજી બહુ ઉદાર દિલનો ને ભોળો એટલે સહુ ચડાવે ને માન આપે. દરબારે એને પટલાઈની પાઘડી બંધાવી ને એને એની નાતનો મોવડી બનાવ્યો. હરજી પટેલ હતો.

હરજીની વાડી પાસેથી કોઈ નીકળે તો પોંકટાણી-માં પોંક પાડીને ખવરાવે, વાઢ કર્યો હોય તો ત્યાં થઇને

જનાર આવનારને બે સાંઠા શેરડી આપે ને વાઢ પીલાય ત્યારે બ્રાહ્મણ, ફકીર–બાવાને ગોળની ભેલીઓ આપે. હરજી બહુ ઉદાર. બેચાર માણસો વાડીએ ફરવા જાય તો શાકભાજી પણ બંધાવે ત્યારે છોડે. દર વરસે હરજી પીતવાડું કર્યા વગર રહે જ નહિ ને જાય એને શાક આપ્યા વગર પણ રહે નહિ. હરજીને પટેલ કહે ત્યાં તો આફરીને ઢાલ થાય ને પહોળો થઈને ફરે. હરજી તદ્દન ભોળો હતો.

હરજી વાડીએ રખોપું કરે. હિમ પડે તોય એને ભાન નહિ ને એવા હિમમાં એક રાત્રે હરજી લોથ થઈ ગયો. સવારે જુઓ તો હરજી ટુંટિયું વાળીને પડેલો. ને બપોરે એને લોકોએ બાળ્યો. લેણદારોએ જુત ને વાડી લઈ લીધાં ને વાડી વેચાઈ ગઈ. છોકરાં ઉભડિયાં થયાં ને હરજીની પટેલાઈ ચાલી ગઈ; પણ હજુ લોકોના મોઢેથી હરજી પટેલ ભુલાયો નથી.



ભરત ભરેલો ચણીઓ ને ગાતડી ભીડેલો સાડલો, ખાપું ભરેલું કાપડું અને ખડાઉપાડ મોજડી પહેરી રાધા હંમેશાં મારા ઘર પાસેથી નીકળતી ત્યારે છોકરાઓ કહેતા કે એ તો અરજણ પટેલની વહુ, રાધા પટલાણી હતી.

રાધા પરણીને આવી ત્યારે તો સાવ ભોટ જેવી હતી, પણ આણું વળ્યા પછી બે વર્ષમાં તો એણે ઘરને ઠેકાણે ઘર રાખ્યું ને અરજણ પટેલની જતી આબરૂ સાચવી રાખી. એમ તો રાધા ઘરવલી ને ઠાવકી બાઇ હતી.

રાધા વહેલી પરોઢે ઊઠે, બળદને સરાઉ ખડ નાખે ને ભેંસને ઓગઠ નીરે, ને પછી તરત જ ઘંટીએ બેસી

જાય. ધમાકામાં દશ શેર ખેંચી કાઢે. એટલું તો એના હિસાબમાં જ નહિ, અને પટેલ ઊઠે ત્યાં તો દહીંનાં ગોરસાં ને રવાઈ તૈયાર જ હોય. ગોળીમાં ગોરસ પૂરે ને પછી સામસામાં નોતરાં લઈને માંડે વલોવા. ઘમર્ ઘમ્ અવાજ એવા ઘોર પૂરે કે રાધા ને અરજણ પટેલ જોરબંધ નોતરાં ખેંચ્યે જાય, ને ધમકારામાં છાશ ઘૂમરીએ ચઢે. પરસેવે રેબઝેબ થઈ રેલા નીતરે ત્યાં સુધી રાધા થાક ખાય જ નહિ. પટેલ બિચારા હાંફી જાય ને નેતરાં મૂકી દે ત્યારે રાધા હસી પડે, ને જાણે પોતાના બળનો સરવાળો કરતી હોય એમ એકલે હાથે નેતરાં ખેંચ્યે જ રાખે. રાધા ભારે બળુકી ને ખડતલ હતી.

રાધા માખણ ઉતારે ત્યારે જરાયે જરા ઉતારી લે. થોડું ઊતર્યું લાગે તો ફરી બે ચાર નેતરાં ખેંચી કાઢે ને જરા ય માખણ રહેવા ન દે. 'છાશમાં માખણ જાય ને ફૂવડ કહેવાય' એ એને જરા ય ગમે નહિ. એવી તો રાધા હિસાબી હતી.

પટેલ ભેંસ પાઇ આવે ત્યાં તો એણે રોટલા ટીપવા

માંડયા જ હોય. એવા જોરથી રોટલા ટીપે કે ત્રણ ઘરે એનો અવાજ સંભળાય અને રોટલો પણ એમનો ઢાલ જેવડો કરે ને સાતપડો રોટલો ફુલીને દડો થાય. માંહી શેર ઘી નાખો તોય પી જાય, એવી તો એની કરામત. રાધાના હાથનો રોટલો વખણાય. રાધા સરસ રસોઈ કરનારી હતી.

રાધા પટેલને રોટલા ને છાશ ખાવા આપે ને પોતે કેડે સાડલો વીંટાળી વાસીદું કરી નાખે. દિ ઉગે ત્યાં તો છાણ એકઠું કરીને છાણ થાપી નાખે ને ફળી તો જાણે છણછણ છીંકો આવે એવું ટાંકલાં જેવું બનાવે. રાધાને ગોબરાઇ જરાય ગમે નહિ ને કામમાં આળસે નહિ. રાધા ભારે ઉદ્યોગી હતી.

પટેલ હળ લઈને જાય એટલે આડોશીપાડોશીને રાધા છાશ આપે ને માથે હેલ લઈને તળાવેથી પાણી ભરી આવે, મંદિરે દર્શન કરી આવે, ને સાધુને લોટ આપી આવે; અને ઘરે આવીને પાછી કામે વળગી જ હોય. ચુલો સળગાવીને તાવણ ચઢાવે ને એવું તાવે કે અંદર છાશનો ધ્રાંગોય રહેવા દે નહિ. એનું ઘી

મોગરા જેવું ચોકખું. કોઇ દિ ગંધાય કે બગડે જ નહિ, ને કીટું ય રહે નહિ. એમ તો રાધા ચોખલી હતી ને ખંતીલીએ હતી.

બપોરે રાધા ભાત લઇને ખેતરે જાય. પટેલ ખાય ત્યાં સુધી ખડ વાઢે અને વળતી આવે ત્યારે ખડની



ગાંસડી લેતી આવે. કોઈ વખત કડબનું ખુંગું ય ગંજમાંથી ઉપાડતી આવે. ખેતર ગમે એટલું છેટું હોય તો ય ભાત આપવા તો રાધા પંડે જ જાય. રાધા ભથવારી હતી.

ખેતરમાં મોલ ઊભો હોય કે ખળામાં પાક પડ્યો હોય તો પટેલ ત્યાં વાસો રહે. તેમને વાળુ આપવા રાધા જ જાય. ગમે તેટલું અંધારું હોય તો ય એને જરા ય બીક નહિ. રાધા નીડર અને છાતીચલી હતી.

રાધા કાનમાં વેડલા પહેરે, બૂટમાં પોખાનિયું પહેરે, નાકમાં સોનાની વાળી પહેરે, ડોકમાં પાનડા

પહેરે, હાથે માટલીઆં બલોયાં ને આંગળીમાં રૂપાના કરડા પહેરે; પગમાં કાંબિયું પહેરે ને આંખમાં આંજણ આંજે; ત્યારે એનો શણગાર એવો તો ખીલે કે બીજી સ્ત્રીઓ અદેખાઇથી બળી જાય. રાધા સુંદરી હતી.

રાધાને છોકરાં ય ઘણાં; પણ કંટાળીને એમને મારેકૂટે નહિ. સહુને કામ ચીંધી દે. કોઈ દિ કંટાળીને ગુસ્સે થાય જ નહિ, ને પાડોશમાં કોઈ સાથે ઊપડતે સાદે બોલે ય નહિ. એનો સ્વભાવ ભારે મિલનસાર. એ કોઇની આઘીપાછી ન કરે ને કોઈની ખોદણી કરવા નવરીએ ન થાય. ભલી એ ને ભલું એનું કામ. રાધા એટલી ભલી ને ભોળી કે રાધાના શુકને લોકો ગામ જાય. કોઈને ત્યાં સિમંત હોય ને ખોળો ભરવો હોય તો રાધાને હાથે ખોળો ભરાવે. રાધા અખોવન હતી.

તહેવારો આવે ત્યારે રાધા ગરબા ગાય. એક ઝીણે સાદે ગાય ને બીજી સ્ત્રીઓ ઉપાડે. એમાં રાધાનો સાદ તરત ઓળખાય. એની હલક અને ડોલન

તો લોકોની આંખો ખીલા કરી દે. એનું શરીર એટલું હાથ કે એને ફેર ચઢે જ નહિ. કોઇને ત્યાં લગ્ન હોય કે કાંઇ પગરણ હોય તો રાધાને પહેલી બોલાવે. એનો કંઠ તે જાણે કોયલ ટહુકી. મીઠી હલકે એવાં ગીત ગાય ને ગવરાવે કે બે ઘડી બેસી રહીએ. રાધા કોયલ હતી.

ચોમાસામાં રાધા પૂણીઓ લઇને બેસે. વરસ-દહાડો ચાલે એટલું સૂતર તે કાંતી નાખે. વણકરને બોલાવી વણાવી લે ને પછી એમાંથી મોદ, ચલાખા ને ઝૂલ્યું જેટલું જુદું કાઢે. પટેલનાં કપડાં શીવડાવી લે ને પોતાનાં કપડાં રંગાવી તેમાં ભરત ભરે. રાધાનું ભરત તો એટલામાં બધાં વખાણે. રાધા કારીગર હતી.

શ્રાવણ મહિનામાં રાધા એકટાણાં કરે, તળાવે નહાવા જાય ને મહાદેવે દર્શન કરે. બળેવે રાખડી બંધાવે અને ખોબે ને ખોબે બ્રાહ્મણોને દાણા આપે. સાતમ આઠમમાં ગરબા ગાય. અમાસે પીપળે પાણી રેડે ને ગરીબગરબાંને દાન દે, ત્યારે પાછું વાળી

ભુએ જ નહિ. કોઠીનું સાણું કાઢી નાખે. રાધાના હાથ સોનાના હતા. એ રીઝે ત્યારે સામાને ન્યાલ કરી દે. રાધા પોરસીલી હતી.

દિવાળી આવે ત્યારે રાધા કુંવળની થાપ કરે; લાદ ને ગોરમટીની ગાર કરે ને પછી ઉપર ખડીનો ધોળ કરે. માંડ ઉપર વાસણ ઊટકીને ગોઠવે અને સાખીઆ ને તોરણ, ચાકળા ને ચંદરવા–ખાપ ને હીરનાં ભર્યાં હોય તે ટાંગે. ઉપર કાંધી બાંધે ને ટોડલીઆ ને પાનસુરિયાં ય લટકાવે. ઘર તો કાંઈ ખીલે! રાધા હોંશીલી હતી.

કોઇને ભીંસ પડે ત્યારે રાધા એને ઓથ આપે. કોઇનો ખોટકો એ કાઢે ત્યારે જ જંપે. આખા ગામને રાધાનો ભરોસો. વેપારી યે રાધાના વેણે નાણાં ધીરે; એવાં તો એનાં જામીનગતાં ને નાણાં પણ ખળાં ભરાય એટલે અપાવી દે, એવી તો એની શાખ. કોઈનું કળાણુ પડવા ન દે. રાધા ગામનું ઢાંકણુ હતી.

રાધા ચૂંદડી ને ચાંદલા સહિત ગઈ; એટલું

એનું સત. પણ એ મરી ગયા પછી પટેલ નવી ઘરડ્યા ત્યારથી એમનું ઘર ઘસાતું ગયું ને પટેલ દેવાદાર થઇ ગયા. રાધા તો પટેલના ઘરની લખમી ( ગૃહલક્ષ્મી ) હતી.

હજુયે ગામ રાધાને સંભારે છે, ને ઊંડો નિ-સાસો નાખી આંખો ભીની કરે છે.



## ૨૭—————રામસંગ રજપૂત

તસતસતી સુરવાલ ને પાહાબંધી કેડિયું પહેરી, માથે મજલીનની પાઘડી બાંધી, હાથમાં પિત્તળની કુંડલીવાળી ડાંગ લઇને રામસંગ રોજ મારાં ઘર પાસેથી નીકળતો. રામસંગ જાતનો કાર-ડીઓ રજપૂત હતો.

રામસંગના બાપદાદાએ દરબારમાં નોકરી કરેલી ને વેળા કવેળા કોઇ દિ દુશ્મન સામે દરબારને સાટે મરજીવા થઈ, તલવારો ખેંચી ઝાટકાની રમઝટ બોલાવીને માથાં ડૂલ કરેલાં. દરબારે એમની કદર કરી માથાં ઊગે એવી જમીન કાઢી આપેલી. રામસંગ એ લાલ લીટીની જમીનમાંથી જીવાઈ ખાતો. રામસંગ દરબારી જીવાઇદાર હતો.

રામસંગ દરબારી કામકાજ કરતો. રાત્રે દરબારની દોઢીએ હાથમાં ભાલો ને કમરે તલવાર લટકાવી ચોકી કરતો ને દિવસે ખાટલો ઢાળી સૂઇ રહેતો. જતાઆવતા માણુસો ઉપર નજર રાખતો ને ચોકી કરતો. રામસંગ દરવાન હતો.

ગામ ઉપર ધાડું આવતું હોય ત્યારે રીડનો ચાહકો થાય તો રામસંગનાં રૂવેરૂવાં ઊભાં થઇ જાય અને સહુ પહેલો એ ઢાલતલવાર લઇને મોખરે ઊભો રહે. મરવાની એને બીક જ નહિ. મોતથી એ ડરે પણ નહિ, એવો રામસંગ જવાંમર્દ હતો.

નબળા દુબળા ઉપર કોઇ હાથ ઉગામે એ રામસંગથી જોયું જાય નહીં. ભાંગ્યાનો એ ભેરુ હતો અને ઉછીની તકરાર લઈ માથા સાટેનાં જોખમ ખેડતો. એમ તો રામસંગ ભાથી હતો.

રામસંગના ખેતરમાં માથાઢંક મોલ ઊભો હોય પણ એને ટોયો રાખવો ન પડે. એના નામથી લોકો ડરે. ભરવાડ એના ખેતરમાં ઢોર પેસાડી મોલને રંજ પહોંચાડતાં ડરે. ભૂલેચૂકે કોઈ અજાણ્યો રામ-

સંગ સાથે બાખડે તો રામસંગ એને એક ઝાટકે પૂરો કરે એવો તો જોરાવર. એની ડાંગ પડી હોય તો ય રામ રમી જાય, ને કાંડું પકડે તો કાંડું ખડી જાય એવું તો એનામાં બળ. રામસંગ બળિયો હતો.

લગ્નપ્રસંગે જાન લઈને જવું હોય તો રામસંગને સહુ સાથે તેડી જાય. રામસંગ ઢાલતલવાર લઈને જાનમાં જાય ને જાનનું રખોપું કરે. રામસંગ જાનનો વેળાવિયો હતો.

વારતહેવારે રામસંગ પગમાં તોડો પહેરે, ફૂદડીઓવાળા ઊંચી એડીના જોડા પહેરે, ચોરણાને ફૂમતાવાળું નાડું નાખે ને આંખમાં સુરમો આંજે. અણીદાર મૂછોને વળ દઈ ચડાવે, અને માથાનાં ઓડિયાં તો એવાં સરસ ઓળે કે રામસંગ રૂપાળો દેખાય. રામસંગ વરણાગીઓ હતો.

રામસંગને ઘોડાનો બહુ શોખ. સાંજ સવાર ઘોડે ચડીને બજારે નીકળે. સાંજ પડે એટલે ઘોડું સીમમાં વહેતું કરે. આખા ગામની સીમને આંટો દઈ આવે ને મોલની ખબર કાઢી આવે. ક્યાં ય નુક-

સાન થયું હોય, ભેળ થઈ હોય કે અછો પહોંચ્યો હોય તો દરબારમાં ખબર આપે ને રાવ કરે. રામસંગ રખોપિયો હતો.

હોળીના દિવસો આવે ત્યારે રામસંગ નાળિયેરે રમે. એક ઘાએ કોપરું તો એ રમતાં કાઢી નાખે, પણ ગમે તેટલું દૂર ફેંકવાની શરતમાં તો રામસંગને કોઈ ન પહોંચે. નાળિયેર ઝાલવાની એની એવી ઝોંટ કે ધાર્યો ઘા પડે ને ભલભલાને એ હરાવે. એમ તો રામસંગ ભારે કૌવતવાળો હતો.

દરબારનાં ખાનગી કામકાજ પણ રામસંગ કરે. ગમે તેવા ઉતાવળના અને હાથોહાથ પહોંચાડવાના કાગળો રામસંગને સોંપાય ને ગમે તેવી મુશ્કેલીઓ વચ્ચે પણ રામસંગ એ પહોંચાડે ત્યારે જ જંપે. માથે લીધેલા કામમાં એ માથું જાય તો ય પાછો ન પડે. ગમે તેવી લાલચોમાં ફસાઇને એ વિશ્વાસઘાત તો કરે જ નહિ. રામસંગ દરબારનો વિશ્વાસુ કાસદ હતો.

દોઢીમાં રોજ ડાયરો ભેગો થાય ને બંધાણીઓ અફીણ ઘોળે ને કસુંબા પીએ, પણ રામસંગ એ ખાટે ય નહિ. ગમે તેટલા સમસગરા દે, કસુંબો નહિ તો રોગું

આપવા પ્રયત્ન કરે પણ રામસંગ ટેક ન છોડે. પણ ઢૂંગો તો કરે, ને કોઈ દિવસ કરાવે પણ ખરો. એનું દિલ ઘણી વખત પોરસાતું ને બે ચાર રૂપિયા ભાઈબંધો માટે ખરચતાં એનો જીવ કચવાતો નહિ; એટલે લોકો વારેવારે એની પાસે જ ઢૂંગાનું ખરચ કરાવે. એમ તો રામસંગ ઉદાર હતો. છતાં બનાવીને લોકો એના પૈસાનું પાણી કરાવી જાય, એવો એ ભોળો તો નહોતો જ.

પૂરું પાંચ હાથ પડછંદ શરીર ને ભરાઉ ચહેરાવાળો રામસંગ પોતાની પાછળ આવળગોવળ મૂકી એક દિવસ ધીંગાણે કામ આવી ગયો. ગામ લોકોને રામસંગની ખોટ બહુ સાલી. પાદરે એનો પાળિયો બનાવીને ખોડ્યો. એના વંશજો હજુ ય ત્યાં એની ખાંભીને સિંદૂર ચડાવી નાળિયેર વધેરે છે.

અમે ત્યાંથી નીકળીએ ત્યારે હજુ ય એ શૂરવીર યાદ આવ્યા વગર રહેતો નથી.



# અઘરા શબ્દોના અર્થ

## ૧ ધનો સુથાર

ગેરુ=લાલ માટી
દોરા છાંટે=લીટા પાડે
વેરણીઓ= લાકડાં વહેરનાર
કારીગર=હુનરી
બાંગલા=કકડા
અજોડ=જેની જોડી ન મળે તેવી
છોડાવે=લે
બિંબ=પ્રતિબિંબ, પડછાયો
તડામાર=ઘરાકોની પડાપડી
ટાણી=વખત
નવરાશ=ફુરસદ
નઘાતીઓ=મરણની બીક વિનાનો
ઘડુસી=કામ કરીને
ઉસ્તાદ=હોશિયાર
ઠઠ=મેદની
લથડયું=બગડયું
સ્મારક=યાદગીરી

## ૨ સામો લુહાર

ઘણ=મોટો હથોડો
નીડર=બીક વગરનો
વાટ=ગાડાના પૈડાનો પાટો

## ૩ વાલો કડીઓ

ફીંડલ=લાંબો ફેંટો
ડાચું=ચહેરો
પ્રભાતિયાં=ભજન
મળસ્કામાં=પ્રભાતમાં
કંડોરે=કોતરે
ઢાળ્યો=પાથર્યો
જંપ=શાન્તિ
લૂણો=ખાર

## ૪ સોમનાથ સલાટ

કંડોરાઇ જાય=કોતરાય
નીરખવું=ધારીને જોવું
આસ્થાળુ=શ્રદ્ધાળુ

## ૫ નરશી સોની

રોળાગર=કમાનાર
અંગીઠી=સોનીની સગડી
નસોડાં=આંતરડાં
સાનાપારસી=ઇશારા
પાંતી=ભાગ
ચીમોડ=મેથીનું ઉકાળેલ પાણી
છાતીનાં પાટિયાં=ફેફસાં
પંકાઉ=વખણાએલ
બાધા=આખડી

### ૬ લાલ કંસારો

તાજુડી=નાનું ત્રાજવું
ભંગાર=ભાંગેલ ફૂટેલ વાસણ
ધાબડે=માથે મારે
શેર=૪૦ રૂપિયાભાર
ઠગે=છેતરે
ગળું કરવું=છેતરવું
કરતાળ=કાંસીઆ

### ૭ સંઘાડીઓ

ઓજાર=હથિઆર
ઓપ=તેજ
લાટો= કકડો
પોતું=લુગડાનો ભીંજાવેલો કકડો
નંગ=ચૂડીઓ
ગડફો=ગુંચ

### ૮ જેઠો માળી

ખંતીલો=હોંશીલો
રોપ=છોડવો
મમતાળુ=મમતાવાળો

### ૯ હરિઓ ધોબી

ધોણ=ધોવાનાં કપડાંની ગાંસડી
ધરો=પાણીનો જથ્થો હોય તેવી જગા
ઓળવે=ભુલવાડીને રાખે

### ૧૦ ભામો ગળીઆરો

ભાતીગલ=ભાતવાળો
ખીલી ઊઠે=શોભે
નીખારવું=ધોવું
અશરાફ=ગરીબ ખાનદાન
સોરવું=ઢીબવું
દફનાવ્યો=દાટ્યો
રોજી=આજીવિકા

### ૧૧ તેજો ચમાર

બદબો=દુર્ગંધ
માટી=માંસ
ડાંગસીઆ=ઊનના કાંબળા વણનાર
ભામ=ઈજારો

### ૧૩ ગની સરૈયો

પાણીના મૂલ્યે=નજીવી કિંમતે
તસ્બી=માળા

### ૧૪ સામંત રાવળ

શાવળું=દુહા ને ગીત
ખારોપાટ=કાઠીઆવાડમાં લાઠીની આસપાસનો પ્રદેશ
બેઠાં થાય=ઊભાં થાય
માણું=એક માપની પવાલી
પટ=હદ
ગારુડી=મંત્રતંત્ર જાણનાર
મઢ=માતાની ઓરડી

### ૧૫ નાથીઓ બજાણીઓ

ચીંથરાનાં=જૂનાં કપડાના કકડા
નોરતાં=નવરાત્ર

### ૧૬ ડાહ્યો ડુંગર

કાગડો થઈ ગઈ=ઊંધી થઈ ગઈ

તબલચી=તબલાં વગાડનાર

જાવડભાવડ=અધકચરું; જેવુંતેવું

### ૧૭ સાંગો કોળી

પીઠ=ખડ વેચવાનું બજાર, ગવારો

પગેરું=સગડ

લાળી=ઈશારતનો અવાજ

### ૧૮ જમાલ સીધી

ગરજી=સાંકળોવાળો લાંબો સુયો

ત્રાગું કરે=કાપીને લોહી કાઢે

હુલાવે=ભોંકી દે

બાવડું=કોણી ને ખભા વચ્ચેનો ભાગ

બાંહેધરી=જામીનગીરી

આકરી=મોંઘી

ખોળ=ચામડી

સોડ=ઓઢાડેલું લીલું કપડું

### ૨૦ ટેલીઓ

પૂરબીઓ=પૂર્વ તરફનો રહેવાસી

ક્રિર્તન=ગરબીઓ

માથે ન પડે=ભારે ન પડે

ડાંગ=લાકડી

પરિગ્રહ=સામાન; સંગ્રહ

### ૨૧ રામુ ગામોટી

ધરવ=ખાત્રી

અંતકાળ=મરણ વખતની છેલ્લી ઘડી

ડાચાબળીઓ=બોલવે ભૂરો, બોલકણો

### ૨૨ ભૂદરભાઈ પટવારી

રીઝે=ખુશી થાય

ન્યાલ કરે=માલદાર બનાવે

મરતબો=આબરૂ, હોદ્દો

કડપ=ધાક

### ૨૩ ક્રરાની

શાનદાર=પાણીવાળી

બાઝુકડાં=તકરારી

કબીલો=કુટુંબ

આરોપી=ગુનેગાર

### ૨૪ વડારણ

ઢૂંકવું=નજીક આવવું

ઈતરાજી=નારાજી

ખાંડુ=તલવાર

ઓઝણું=જાન

ખડતલ=મજબૂત

### ૨૫ હરજી પટેલ

ઉભડીઓ=છુટક મજૂરી કરનાર

ઉથલ=ફેરો

નીંદાવે=ખોદી કાઢે

વજે=નિપજ

ચાસટીઓ=ઉનાળામાં જુવારનું વાવેતર

ઘરઘ્યો=પુનર્લગ્ન કર્યું
તરફાળ=પાઘડી
મોવડી=આગેવાન
આફરીને=ફૂલીને
પીત્તવાડું=ખાતર નાખીને પાણી પાય તેવી વાડી
ભુત=બળદ

## ૨૬ પટલાણી

ડાવકી=ડાહી
ગોરસ=દહીં
ઓગઠ=ખાતાં વધેલું ખડ
ખોદણી=નિંદા
અખોવન=જેનું એક પણ સંતાન ગુજરી ગયું ન હોય તેવી સ્ત્રી

## ૨૭ રામસંગ રજપૂત

પાળ=લશ્કર
ઝાટકો=તરવાર
લાલ લીટીની=પહાયતી
રીડનો ચાહકો=ગોકીરો
મોખરે=આગળ
ભેરુ=સોબતી
ભાથી=જોરાવર
ઢાયો=સીમનો ચોકીદાર
રંજ=નુકસાન
રખોપું=રક્ષણ
વરણાગિયો=શોખીન
અઠો=નુકશાન
રાવ=ફરિયાદ
કાસદ=સંદેશવાહક
રેગું=અફીણની કાંકરી
ઠૂંગો=નાસ્તો
આવળગોવળ=વસ્તાર
કામ આવ્યો=મરાયો
ખાંભી=યાદગીરીનો પથ્થર

ગુજરાતના કુમારોથી
જે સદા અજાણ્યાં હતાં, તે પ્રાણી-પરિચયો.

વન વગડાઓ વીંધીને, જીવના સાટે જંગલો આથડીને, ભેગા કરેલા આ પ્રાણી-પરિચયોની વાર્તાઓ શરૂ કર્યા પછી મૂકવાનું મન થતું નથી.

૧ કાળિયાર
૨ માંજારી
૩ રાની બિલાડો
૪ ગલબો
૫ શેળો
૬ નોળિયો
૭ સસલું
૮ વરુ
૯ વનરાજ કેસરી

# કાળિયાર

અને બીજી પ્રાણી-કથાઓ



મનુભાઈ જોધાણી

ચિત્રકાર : શ્રી રવિશંકર પંડિત

દ્વિરંગી જેકેટ, અનેક ચિત્રો : છતાં

મૂલ્ય : દોઢ રૂપિયો.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ.

# અમારી બે ગ્રંથમાળાઓ

બાલસાહિત્ય અને કુમાર સાહિત્યના તમામ અંગોને સ્પર્શતી

[ ૧ ] ગૂર્જર બાલગ્રંથાવલિ

[ ૨ ] વિદ્યાર્થીવાચનમાળા

## [૧] ગુર્જર બાલગ્રંથાવલિ

સુપ્રસિદ્ધ બાલસાહિત્યના લેખકોના સહકારથી તૈયાર થતી, અનેક રંગબેરંગી ચિત્રો સાથેની આ ગ્રંથાવલિમાં વાર્તા, કળા, સંવાદ, ઉખાણાં, ગણિત ગમ્મત, હાસ્ય, વિજ્ઞાન વગેરે વિષયો સરળ રીતે રજૂ કરવામાં આવ્યા છે.

### પ્રથમ વર્ષ

[ ૧ ] કીર્તિકથાઓ ૨ાા આના [ ૨ ] હીરામોતી ૩ આના [ ૩ ] બુલબુલ ૩ આના
[ ૪ ] ટોલ્સ્ટોયની નીતિકથાઓ ૩ાા આના [ ૫ ] ક્યારે સમજીશું ૩ ,, [ ૬ ] ટનટન ૨ાા ,,
[ ૭ ] વરતો ને ઉખાણાં ૨ાા ,, [ ૮ ] વેરાયેલાં ફૂલ ૩ ,, [ ૯ ] રઝળતો રાજહંસ ૩
[૧૦] પ્રશ્નપેટી ૩ ,, [૧૧] ગણિતગમ્મત ૨ાા , [૧૨] હસતું મોં ૩ આના
[૧૩] પ્રાણીવર્ણન ૪ ,, [૧૪] બાળકોની રમતો ૩ ,, [૧૫] ધરતીકંપ ૩ ,,
[૧૬] ચાર સુંદર સંવાદો ૩ ,, [૧૭] જાપાનનો જવાળામુખી ૩ આના [૧૮] ચાંદો સૂરજ ૪ ,,
[૧૯] જંગલમાં રખડતાં ૪ ,, [૨૦] જ્ઞાનગંગા ૩ ,,

### બીજું વર્ષ

[ ૧ ] અંતરનાં અજવાળાં ૫ આના [૨] કૂતરાંની કહાણી ૮ આના [૩] ગરવી ગૂજરાત ૭ આના
[ ૪ ] જગતના જંગલમાંથી ૫ ,, [૪] કીર્તિમંદિર ૫ ,, [૬] વાઘની બોડમાં ૬ ,,
[ ૭ ] વિજ્ઞાનવિનોદ ૫ ,, [૮] નાનકડી વાતો ૬ ,, [૯] કથાગીતો ૬ ,,
[૧૦] વાનરપુરાણ ૬ ,, [ વાર્ષિક ગ્રાહકને જનપદ (૧૨ આના) ભેટ ]

### ત્રીજું વર્ષ

[૧] ચાંદની ૪ આના [૨] શિકારકથાઓ ૮ આના [૩] રમકડાં ૬ આના
[૪] ભવ્ય જગત ૧૦ ,, [૫] પક્ષીમિત્રો ૫ ,, [૬] તુલસીદાસ ૩ ,,
[૭] ચાલો બાગડામાં ૬ ,, [૮-૯] સુમનસૌરભ ૫ ,, [૧૦] વિમાનની વાતો ૫ ,,



# કેટલુંક સુંદર
# બાલ-સાહિત્ય

## સોરઠી શૂરવીરો

[વાઘ-દીપડાઓ સાથે બાથોબાથ કુસ્તી કરનાર સોરઠીવીરોની કથાઓ]

ચાર આના

## ગામડાનું ગૌરવ

[આ પુસ્તકમાં આપેલ શબ્દ-ચિત્રો જેવાંજ બીજાં શબ્દચિત્રો]

છ આના

## વિદ્યાર્થી વાંચનમાળા

શ્રેણી ૧ થી ૧૦    ૧૬-૮-૦

## ગુર્જર બાલગ્રંથાવલી

વર્ષ ૧ થી ૩    ૯-૦-૦

[બાઈન્ડીંગ જુદું]

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ

એડવાન્સ પ્રિ. અમદાવાદ.

| સાતમી શ્રેણી<br>૧-૮-૦ | આઠમી શ્રેણી<br>૧-૮-૦ | નવમી શ્રેણી<br>૧-૮-૦ |
|---|---|---|
| ૧૨૧ શ્રી ઋષભદેવ | ૧૪૧ ગુરુ દત્તાત્રય | ૧૬૧ શ્રી જ્ઞાનદેવ |
| ૧૨૨ ગોરક્ષનાથ | ૧૪૨ ઉદયન-વત્સરાજ | ૧૬૨ શ્રી સિદ્ધસેનદિવાકર |
| ૧૨૩ વીર કુણાલ | ૧૪૩ મહાત્મા આનંદઘન | ૧૬૩ ઉપા. યશોવિજયજી |
| ૧૨૪ અકબરશાહ | ૧૪૪ વસ્તુપાલ-તેજપાલ | ૧૬૪ વીર બાલાજી |
| ૧૨૫ મહામંત્રી મુંજાલ | ૧૪૫ શામળભટ્ટ | ૧૬૫ નાના ફડનવીસ |
| ૧૨૬ કવિ દયારામ | ૧૪૬ કવિ નર્મદ | ૧૬૬ શ્રીદ્વિજેન્દ્રલાલરોય |
| ૧૨૭ જયકૃષ્ણ ઇંદ્રજી | ૧૪૭ વીર સાવરકર | ૧૬૭ રાજારામમોહનરાય |
| ૧૨૮ શ્રી સયાજીરાવ ગાયકવાડ | ૧૪૮ જમશેદજી ટાટા | ૧૬૮ શ્રી અમૃતલાલ ઠક્કર |
| ૧૨૯ મહાવીરપ્રસાદ દ્વિવેદી | ૧૪૯ કવિ કલાપી | ૧૬૯ પં. વિષ્ણુ દિગંબર |
| ૧૩૦ મહાકવિ નાનાલાલ | ૧૫૦ પ્રો. સી. વી. રામન | ૧૭૦ શ્રીરામાનંદચેટરજી |
| ૧૩૧ આચાર્ય ગિદવાની | ૧૫૧ શાહસોદાગર જમાલ | ૧૭૧ ભગવાનલાલ ઇંદ્રજી |
| ૧૩૨ અબ્દુલગફારખાન | ૧૫૨ શ્રી રાજગોપાલાચાર્ય | ૧૭૨ શ્રી પ્રફુલ્લચન્દ્ર રૅાય |
| ૧૩૩ સોરઠી સંતો | ૧૫૩ શ્રીમતી કસ્તુરબા | ૧૭૩ મૌ. અબુલ કલામ આઝાદ |
| ૧૩૪ નેપાલ | ૧૫૪ દાર્જીલીંગ | ૧૭૪ શિલોંગ |
| ૧૩૫ મહાબળેશ્વર | ૧૫૫ ઉટાકામંડ | ૧૭૫ પાવાગઢ |
| ૧૩૬ અમરનાથ | ૧૫૬ જગન્નાથપુરી | ૧૭૬ રામેશ્વર |
| ૧૩૭ બદ્રિકેદારનાથ | ૧૫૭ કાશી | ૧૭૭ તારંગા |
| ૧૩૮ કલકત્તા | ૧૫૮ જયપુર | ૧૭૮ મુંબઇ |
| ૧૩૯ પાટણ | ૧૫૯ હૈદ્રાબાદ | ૧૭૯ આગ્રા |
| ૧૪૦ અનુપમ ઇલુરા | ૧૬૦ કાવેરીના જલધોધ | ૧૮૦ અજન્તાની ગુફાઓ |

## દશમી શ્રેણી

**નવા રૂપરંગ ને સુંદર રંગીન બોક્સ સાથે કાચું પૂંઠું ૨-૦-૦**

| | | |
|---|---|---|
| ૧૮૧ શ્રી એકનાથ | ૧૮૮ શ્રી કૃષ્ણમૂર્તિ | ૧૯૪ શત્રુંજય |
| ૧૮૨ હજરત મહમ્મદ પયગમ્બર | ૧૮૯ સંતકવિ પઢિયાર | ૧૯૫ ગોમટેશ્વર |
| ૧૮૩ અશો જરથુસ્ત્ર | ૧૯૦ ચિત્રકાર રવિવર્મા | ૧૯૬ અમદાવાદ |
| ૧૮૪ અહલ્યાબાઇ | ૧૯૧ ડૉ. અન્સારી | ૧૯૭ લખનૌ |
| ૧૮૫ શ્રી અવનીંદ્રનાથ | ૧૯૨ હિંદના અદ્ભુત યોગીઓ | ૧૯૮ વડોદરા |
| ૧૮૬ શ્રી રમેશચંદ્રદત્ત | | ૧૯૯ ગીરનાં જંગલો |
| ૧૮૭ શ્રી ગૌરીશંકર ઓઝા | ૧૯૩ આબૂ | ૨૦૦ શ્રેણી ને સંપાદક |